# અમારી વાર્તાઓ



સુમતિ નાગરદાસ પટેલ
નાગરદાસ ઇ. પટેલ

બાલજીવન પુસ્તકમાળા: પુસ્તક: ૬

# અમારી બીજી વાર્તાઓ


: : લખનાર : :

સુમતિ નાગરદાસ પટેલ

નાગરદાસ ઇ. પટેલ



: : પ્રકાશક : :

વર્ધમાન ઍન્ડ સન્સ

પાયધુની: મુંબાઈ નં. ૩

આઠ આના

સુધારેલી તથા વધારેલી

: : બીજી આવૃત્તિ : :



વડોદરા રાજ્યના કેળવણી ને
પુસ્તકાલય ખાતાંઓએ ઇનામ
તથા પુસ્તકાલય માટે, મુંબાઈ
સરકારના કેળવણીખાતાએ ઇનામ
લાયબ્રેરી માટે, અને ગોંડળ
સંસ્થાને પુસ્તકાલયો માટે
અમારી બીજી વાર્તાઓ
: : મંજુર કરી છે : :

સુર્યપ્રકાશ પ્રીંટીંગ પ્રેસ
પાનકોર નાકા: અમદાવાદમાં
મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું.



પુરૂષોત્તમ : : બચુ : : રામદાસ

વાતોના રસિયા

ચિ. પુરુષોત્તમ

ચિ. રામદાસ

: : તથા : :

ચિ. બ ચુ ને

**અમારી વાર્તાઓ** ૧૯૨૫ ના જાન્યુઆરીમાં અને **અમારી બીજી વાર્તાઓ** એજ વરસના ઑકટોબર મહિનામાં પ્રકટ કરી હતી. તે પછી એનો ત્રીજો સંગ્રહ ૧૯૨૭ ના જુનમાં પ્રકટ થયો. આ વાર્તાઓ અમે લખવા માંડી ત્યારે અમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એના એક કરતાં વધુ સંગ્રહો અમે લખી શકીશું છતાં બાળકોની રૂચિને પસંદ પડવાથી અને છ કે સાત મહિના જેટલા વખતમાં પહેલી આવૃતિ ખલાસ થવાથી અમે નવા સંગ્રહો લખવા અને પ્રકટ કરવા પ્રેરાયાં. **અમારી વાર્તાઓ** અને **અમારી બીજી વાર્તાઓ** તે પ્રકટ થયા પછી છ છ મહિને ખલાસ થઇ હતી એટલે તેમની બીજી આવૃતિ એકી સાથેજ પ્રકટ થાય છે.

આ વખતે બન્નેમાં ઘણાજ સુધારા વધારા કર્યા છે. કદનો વધારો થવા છતાં કિંમતમાં કાંઇ ફેરફાર કર્યો નથી.

હમણાં હમણાં આપણે ત્યાં બાલસાહિત્યનાં પુસ્તકો ઠીક પ્રમાણમાં બહાર પડે છે એ સંતોષની વાત છે છતાં પ્રાથમીક શાળાઓમાં 'વધારાના વાંચન માટેનાં પાઠય પુસ્તકો' તરિકે ચલાવી શકાય એવી હારમાળાઓનો અભાવ છે. અમારી વાર્તાઓના જૂદા જૂદા સંગ્રહો એવી હારમાળા તરિકે પ્રકટ થાય છે. અને એ ધોરણે આ વખતે વાર્તાઓની રચના, પસંદગી અને ગોઠવણ કરેલી છે.

અમારી વાર્તાઓની બીજી આવૃતિ એ ગોઠવણ મુજબ ગુજરાતી પહેલા અને બીજા ધોરણના વિદ્યાર્થી કે સાતથી નવ વર્ષનાં બાળકો માટે યોજાઇ છે અને આ પુસ્તકની યોજના આઠથી અગીઆર વર્ષનાં અથવા ત્રીજા ધોરણનાં બાળકોને ઉપયોગી થઇ પડે એવી રાખી છે. આ હારમાળા બાળકને પરોક્ષ રીતે બોધ કરાવે, એને આનંદ આપે અને વિનોદ કરાવે, એની કલ્પનાઓ ખીલવે અને વાચન સુધારે તથા સાહિત્ય પ્રત્યે અભિરૂચિ ઉત્પન કરે એવી એની રચના છે.

અમારી વાર્તાઓનો ચોથો તથા પાંચમો સંગ્રહ પણ હવે પછી પ્રકટ થશે.

એ દરમિઆન પરીઓનો પ્રદેશ, રતનીયો, બાળકોનું સ્વર્ગ અને Indian Fairy Tales & Folklore એ બાલોપયોગી પુસ્તકોના પ્રકાશનની વ્યવસ્થા હાથ ઉપર છે.

મલાડ
૧ : ૧૨ : ૨૯

સુમતિ નાગરદાસ પટેલ
નાગરદાસ ઈ. પટેલ

# અનુક્રમ

*



*

## કૌમુદી

બ્હેન સુમતિ અને નાગરદાસની ' અમારી વાર્તાઓ ' + + જરૂર ચઢીઆતી છે. એ દંપતીને બાલ માનસનો અભ્યાસ હોય તેમ એમની વાર્તા વણવવાની પદ્ધતિ પરથી કળાય છે.

## ગુજરાતી

રા. પટેલ તથા શ્રીમતિ સુમતિ બહેને + + બાલ સાહિત્યની યત્કિંચિત સેવા કરી છે. બધી વાતો બાલકોનું મનરંજન કરે તેવી સાદી સરલ અને આકર્ષક છે. + + ચિત્રો બાલહૃદયને વધારે રસ અર્પે એ સ્વાભાવિક છે.

## શારદા

આ દંપતિએ બાલજીવનનું રહસ્ય સ્હમજી આ વાર્તાઓ બાલક રૂપે કહી છે એ આ પુસ્તકની ખાસ ખુબી છે. મહા ગુજરાતને આવાં પુસ્તકોની હજી વધારે અપેક્ષા છે. આશા છે કે આ લેખક દંપતિ એ અપેક્ષા પુરી પાડશે.

## બુદ્ધિપ્રકાશ

બન્ને લેખકો સંસ્કારી છે અને પોતાને વાર્તાઓનો ભારે શોખ છે. બાળકોમાં આ પુસ્તક હોંશથી વંચાશે એટલુંજ નહિ પણ ઘણા માબાપોને આ વાર્તાઓનો સંગ્રહ પોતાનાં બાળકોને વાર્તા કહી સંભળાવવામાં મદદગાર થઇ પડશે.

*

અને આવા ઘણાયે અભિપ્રાય અમારી વાર્તાઓના સંગ્રહો માટે મળ્યા છે. ત્રણે સંગ્રહો છુટાછુટા તથા એક સાથે બાંધેલા મળે એવી પણ ગોઠવણ થઇ છે.

| | | | |
|---|---|---|---|
| અમારી વાર્તાઓ | ... | ... | ૦—૬—૦ |
| અમારી બીજી વાર્તાઓ... | | ... | ૦—૮—૦ |
| અમારી ત્રીજી વાર્તાઓ ... | | ... | ૦-૧૨—૦ |

ત્રણે સંગ્રહો સાથે બાંધેલા પાકી સોનેરી સુંદર બાંધણી ૨—૦—૦

# બાપનાં વેણ

*

ધનંજયની મૂર્તિઓનાં ચારેકોર વખાણ થતાં. એનો જોટો કોઈ જગાએ શોધ્યોય ન જડે.

હમણાં જ જાણે બોલી ઉઠશે એવી તો મૂર્તિઓ ઘડે. દૂરથી જોનાર એમ જ જાણે કે, જીવંત—જીવતું જાગતું—માણસ બેઠું છે. એવી તો તે પ્રતિમાઓ ઘડે.

આખાયે દેશમાં એનો ડંકો વાગ્યો. પણ ધીરે ધીરે

ઘડપણે એને ઘેરી લીધો. તેનાં પાંગોઠાં ચાલતાં બંધ થયાં. પણ કાંઈ કોઈનું અડી રહે છે! તેનાથીયે સવાયો તેને દીકરો હતો. નામ રાયમલ.

બાપના કરતાંયે રાયમલની મૂર્તિઓ બહુ સુંદર ઉતરતી. પ્રમિતાઓ જાણે આબેહુબ.

રાજાજીની પ્રતિમા રાયમલે તૈયાર કરેલી. તેની પાસે રાજાજી ઉભા ત્યારે સૌ ભૂલાં પડયાં કે રાજાજી કયા ને પ્રતિમા કઈ!

પણ ધનંજયની ચકોરની આંખ રાયમલની એ નિપૂણ કળાની કારીગીરીમાં પણ કાંઇ ને કાંઇ ભૂલ શોધી કાઢતી.

તે રોજ રાયમલને ટોકતો.

બાપનાં વેણ રાયમલને બહુ વસમાં લાગતાં. તેને ધગશ રહેતી કે કોઇ પણ રીતે સારૂ કામ કરૂં ને બાપ પાસેથી વાહવાહ કહેવરાવું.

પણ જેમ જેમ રાયમલ સારૂં કામ કરતો ગયો તેમ તેમ ધનંજયની આંખની ચકોરાઈ વધતી ચાલી. તેને કાંઇ ને કાંઇ ભૂલ નજરે ચઢતી.

દુનીયા આખી રાયમલનાં બેહદ વખાણ કરતી. રાયમલ એ સાંભળીને ખુબ ફુલાતો પણ બાપનાં વેણ યાદ આવતાં એના પેટમાં ચીરાડો પડતો.

ગામ જવાનું બહાનું કાઢી તે એક ભોંયરામાં ભરાયો ને છ માસની મહેનતને અંતે કળાના સુંદરમાં સુંદર નમુના રૂપ વિષ્ણુની મૂર્તિ તૈયાર કરી. તે તેણે એક સ્થળે દટાવી અને એવી ગોઠવણ કરી કે તેના કોઇ મિત્રને અંબા માતા

સ્વપ્નું આપે અને તે મુજબ તે અમુક જગ્યાએથી ખોદી મૂર્તિ કાઢે.

તેના મિત્રે પોતાના સ્વપ્નની વાત ફેલાવી અને મૂર્તિ ખોદાવી. લોકનાં ટોળેટોળાં તેને જોવા ઉલટયાં.

બેળે બેળે ધનંજય પણ લાકડીને ટેકે ત્યાં આવ્યો ને મૂર્તિને જોઇ ઘણો જ ખુશ થઇ ગયો. તેની કળા ને તેજ ઉપર તેની આંખ ઠરી રહી. રાયમલને કહે:

'દીકરા! આનું નામ તે કળા. જો કેવી સુંદર મૂર્તિ ઘડી છે. નહિ ખોડ, નહિ ખાંપણ. બસ, એનો ઘડનાર જીવતો હોત તો ફકીર થઇને પણ મારૂં સર્વસ્વ એને આપત.'

અને કળાની કદર બીજુ કોણ કરે?

ધીરે રહીને રાયમલ બોલ્યો: 'બાપુ! એ મૂર્તિકાર તે હું જ.' અને પોતે કરેલાં એંધાણથી ડોસાની ખાત્રી કરી આપી.

કપાળે હાથ લગાડીને ડોસો કહે: 'રાયમલ, દીકરા! આવી સારી મૂર્તિ હવેથી તું ઘડી શકીશ જ નહિ. જ્યાં સુધી હું ભૂલ કાઢતો ત્યાં સુધી સારૂ કામ કરવાની તારા દિલમાં ધગશ હતી અને તેથી તારી કળા ખીલતી હતી, હવે તને હૈયે ટાઢક વળી ને એ ટાઢાશે તારી ધગશ ઠંડી થઇ જશે.'

અને તે પછી રાયમલ એના કરતાં સારી મૂર્તિ ઘડી શકયો જ નહિ.

*

# એનું નામ ચાલાકી !

*

ગુરૂ ગોકળનાથને બે ચેલા હતા. ધ્યાનભારતી ને જ્ઞાનભારતી. બેઉની ચાલાકી જોવા ગુરૂજીએ એક દહાડો માટીનો ઘડો અને એક હાથનો કાપડનો કકડો આપીને કહ્યું કે: 'જાવ, ચણાનો ખાર લઇ આવો.'

ધ્યાનભારતી ઘડો લઇને ગયો ને એક એક પાંદડું ઘડામાં નમાવીને ખાર એકઠો કરવા લાગ્યો. દહાડો ઉંચે ચઢયો પણ ઘડામાં જરાય ખાર એકઠો ન થયો. પાંચ પચાસ ટીપાં, પડયાં હશે તે કોરો ઘડો પી ગયો હતો.

જ્ઞાનભારતીએ લઇ કટકો ને ચણા ઉપર પાથર્યો. તે ભીંજાયો કે તરત ઘડામાં નીચોવ્યો. પછી તો કકડો હલાવતો જાય ને ચણાનો ખાર એકઠો કરતો જાય. ઘડી વારમાં ઘડો ભરીને તે ચાલતો થયો ને ગુરૂજીને આપ્યો.

ધ્યાનભારતી વિલે મોઢે પાછો આવ્યો ને કહે: ‘એ ટીપાં તે કેમ ઝીલાય? કોરો ઘડો પી જાય ને મહેનત મારી જાય.’

ગુરૂજીયે તેને પેલો ભરેલો ઘડો બતાવ્યો ને કહ્યું: ‘જરા અક્કલ ચલાવતો જા.’

બીજે દિવસે એક એક પૈસો ને ઘીની તપેલી આપી બેઉને બજારમાં મોકલ્યા ને કહ્યું: ‘જાવ એક પૈસાના ઘીથી તપેલી ચીટકી લાવો.’

બેઉ જણ ગયા. ધ્યાનભારતી વાણીયાને જઇને કહે: ‘ભાઈ! એક પૈસાના ઘીથી આ તપેલી ચીટકી આપને!’

વાણીયો કહે: ‘મહારાજ! કેમ શંકરની બુટ્ટી જરા વધારે લીધી છે કે શું? દમડાના ઘીથી લાડુ થતા હશે કે? કાંઈ ભેજું ચસક્યું છે કે શું?’

વીલે મોઢે ધ્યાનભારતી પાછો ફર્યો.

જ્ઞાનભારતીએ ઘીની તપેલી આપી એક રૂપીઆનું ઘી જોખવાનું કહ્યું અને બીજી કોઈ ચીજ લેવા જવાનો ડાળ કર્યો. થોડીવારે આવીને પૂછે: ‘કેટલું ઘી જોખ્યું?’

‘પોણો શેર.’

'પણ નથુશેઠ પોણોશેર ને નવટાંક આપે છે. ગુરૂજીએ ઓછું લાવવાની ના કહી છે.'

'અમે તો તેટલું નથી આપતા. નથુશેઠ આપતા હોય તો ત્યાંથી લઈ આવો.'

'જેવી તમારી મરજી. તમને ખોટી તસ્દી આપી.'

'એમાં શું ?' એમ કહીને વાણીઆએ ઘી કાઢી લઇને તપેલી પાછી આપી.

ઘીથી ચીટકેલી તપેલી ને પૈસો લઈને જ્ઞાનભારતી ગુરૂજી પાસે ગયો.

ખાલી તપેલી ને વીલે મોઢે પાછા આવનાર ધ્યાનભારતીને ગુરૂજી કહે: 'ભાઈ! આમ તારા દિવસ કેમ જશે ? જરા તો અક્કલનો ઉપયોગ કર ને ચાલાક થા !'

ચાલાકી કોઇના બાપની છે ?

*

# બાર મહિના વિચાર કર્યો તો !

*

શિનોરના પ્રેમજી શુકલ રોજ નર્મદાને આરે જઇને ગપ્પાં મારે.

સવાર ને સાંજ એમનો ઓવારાપર અડ્ડો હોય જ. મોડે સુધી ત્યાં બેસે ને મિત્રો સાથે ગમ્મત કરે. કોઈ ન હોય તો એકલા એકલા પણ બેસી રહે.

સીસોદરાના ભાઠામાં લાંબે સુધી ઓવારાપર બેઠાં બેઠાં નજર પડતી. એક માતેલો સાંઢ રોજ ભાઠામાં આવીને બેસતો. સવાર સાંજ તે બેઠો બેઠો વાગોળ્યા કરતો.

પ્રેમજી શુકલ રોજ ઓવારે બેઠા બેઠા સાંઢ તરફ જોઇને વિચાર કરે કે, ‘વાહ! શી એની શીંગોટી છે! એ ગોળ વળાંકમાંથી માણુસ આબાદ નીકળી જાય.’

અને ઘણી વખત એમને પોતાને એ શીંગોટીમાંથી નીકળી જવા વિચાર થયા કરે. એમ કરતાં કરતાં બાર મહિના વહી ગયા.

એક દહાડો પ્રેમજી શુકલ સામે પાર ગયા ને સાંઢીયાનાં શીંગડાં વચ્ચે થઇને નીકળવા ગયા. કેડ સુધી નીકળ્યા ત્યાં સાંઢ ઉભો થયો ને શુકલજીને પછાડવા લાગ્યો.

જોત જોતામાં ખુબ માણુસો એકઠા થઈ ગયા ને બહુ મહેનતે સાંઢનાં શીંગડાંમાંથી શુકલજીને કાઢયા. શુકલજી સત્તર જગ્યાએ સોરાયા હતા ને હાડકાં ભાગ્યાં હતાં, સૌ કહે: ‘શુકલજી જરા વિચાર તો કરીયે ને! સાંઢનાં શીંગડામાં પેસતાં જરાયે વિચાર ના કર્યો ?’

શુકલજી કહે: ‘શી વાત કરો છો ભલા માણુસ! અમે તે કાંઈ મૂરખ છીએ તે વિચાર નહિ કર્યો હોય ? આ કામ બાર મહિના સુધી વિચાર કરીનેજ કર્યું હતું!’

શુકલજીની શાણપતપર સૌ હસી પડયા.

*

# ' બાચકો બોબાં ને ચપટી ચાપુ '



કાશી પટેલનો અમથો જરા ભોટ હતો. દાળમાં મસાલો નાખતી વખતે મીઠાનો ચમચો દાળને બદલે શાકમાં નાખી દેવાની ઘણી વખત બૈરાં ભૂલ કરે છે તેવી જ ભૂલ એનામાં નાખવાની અક્કલનો ચમચો બીજા કોઈનામાં નાખી દઈને પરમેશ્વરે કરી હતી.

એક દહાડો એને સાસરે જમવા જવાનુ થયું. કાશી પટેલે એની જોડે ભગલા હજામના કાળાને મોકલ્યો. કાળામાં જરાયે કવણ નહિ.

બેઉજણુ મોજલપર ગયા. અમથાની સાસુએ સેવ કરી હતી. એક બાજુ અમથાભાઈ ને બીજી બાજુ કાળા રાતને જમવા બેસાડયા.

એક તાંસળીમાં અમથાની સાસુએ સેવ લાવીને બેઉ ને પીરસી. અમથો પૂછે: 'કાળા રાત, કાળા રાત, આ શું ?

રાત કહે: 'બાચકો બોબાં !'

એવામાં ખાંડ આવી. બબ્બે ચપટી બેઉનામાં પીરસાઈ. અમથો પૂછે:

'કાળા રાત, કાળા રાત, આ શું ?'

રાત કહે: 'ચપટી ચાપુ'

ઘીની વાઢીવતે સાસુએ ઘી પીરસ્યું ને બીજુ કાંઈ લેવા રસોડામાં ગયાં, એટલે અમથો પૂછે: 'કાળા રાત, કાળા રાત, આ શું ?'

રાત ચીઢાઈને કહે: 'તારા દાદાનું કપાળ !'

અમથાને સેવો ખૂબ ભાવી. એટલે જેટલી પીરસી હતી તેટલી બધીયે સાફ કરી. બીજી સેવો જોઇતી હતી અને દરેક ચીજનાં નામ તો એણે કાળા રાતને પૂછીજ લીધાં હતાં. એટલે એ મોટેથી કહે: 'એ બાચકો બોબાં, ચપટી ચાપુ ને થોડુંક તમારા દાદાનું કપાળ, લાવજો.'

સાસુ બીચારી વિચારમાં પડી ગઇ કે અમથા પટેલ આ તે શું માગે છે! એ તો બિચારી ધીરે રહીને સેવ લાવી ને પીરસી. ખાંડને ઘી પણ પીરસ્યાં.

 ૧૧૧૨૦

મોડેથી તેણે કાળા રાતને પૂછ્યું: 'કાળા રાત, અમથા પટેલે બાચકો બોબાં, ચપટી ચાપુ ને મારા દાદાનું કપાળ એમ કેમ કહ્યું ?'

રાત કહે: 'બા, તમે એનો ભેદ ન સમજ્યાં ? અમારે ત્યાં ઝીણી માથાના વાળ જેવી સેવ કરે ને તમારી સેવ જાડી જાડી હતી એટલે એમણે બાચકો બોબાં કહ્યું. તમે ચપટીએ ખાંડ પીરસી તે ચપટી ચાપુ કહ્યું, અને જરાક ઘી દીધું તે દાદાનું કપાળ કહ્યું. અમારે ઘેર ખાંડની વાટકી જ મુકી દે તે મ્હેમાન જોઈએ તેટલી લે અથવા તો પહેલાં ખૂબ ઘી પીરસીને પાછળથી ખાંડ આપે. ખાંડ પહેલી પીરસે તો ઘી ઓછું વરે એ કારણે એ એવું બોલ્યા.'

સાસુએ બિચારીએ બીજે દહાડે સારામાં સારી સેવ તૈયાર કરી અને એઉને જમાડયા, કાળા રાતે ય અમથાને અક્કલ આપી હતી એટલે બધુંયે સાંગોપાંગ પાર પડયું.

*

# મહારાજા કીર્તિકાન્ત

*

કીર્તિકાન્તના દરબારમાં ભાટ :બ્રાહ્મણની ભારે ઠઠ ! તેના જેવો કીર્તિનો ભૂખ્યો કોઇ ભાગ્યેજ હશે. દરબારમાં ભારે ઇનામો દેઈ તે દબદબાથી વિદ્વાનોને વિદાય કરતો પણ રસ્તામાં તેનાજ માણસો પેલાઓને લૂંટી લેતા. રાજાની કીર્તિ સાથે લૂટારાના ત્રાસનાંયે અનેકવિધ વર્ણનો થતાં.

ભૂખણભાટ ભારે બોલકણો. તડનેફડ કહેતાં જરાપણ અચકાય નહિ ! કીર્તિકાન્તના દરબારને તેણે પોતાની

કળાથી આંજી નાંખ્યો. એના જેવી વાતો પણ બીજો કોઈ ભાગ્યેજ કહી શકે !

કીર્તિકાન્ત ઇનામ દઇ પાછળથી લૂટાવતો તેની તેને ખબર પડી હતી.

ખૂબ ઈનામ અને માન અકરામ મહારાજાએ તેને દીધાં. જરીની શાલ, દુશાલા, મોતીની માળા, પાઘડી વિગેરે અનેક ઇનામની ચીજોની ભારે ગાંસડી બાંધીને ઘોડાના પૂંછડા ભણી મ્હોં કરી અવળી રીતે બેઠો. રાજાએ આ જોઇ પૂછ્યું: ‘ભૂખણુ ભાટ, આમ કેમ ?’



ભાટે કહ્યું: ‘ન જાણ્યામાં માલ છે, રહેવા દોને !’ ‘ના, ના કહો.’ ‘તાણુ છે તો કહું છું કે મારી આગળના ઇનામ લઇ ગયા અને લુંટાઇ પણ ગયા.

આપે આપ ઇનામ વનવગડામાં લે લૂટી,
ચસ્કો પડયો હરામ કીર્તિ કેરો રાજ્યા !
ઈનામને અકરામ કેરી બાંધી ગાંસડી,
બેઠો અવળો આમ ઝટ દઇને પંથે પળું.

પાછળ જોતો જઈશ ને તારા માણસ લુટવા આવશે એટલે પોટલું દઇ દઇશ. અવળા બેસવાનું એ કારણ છે મારા રાજવી !'

ભાટના આ સ્પષ્ટ જવાબથી રાજાને ભોંય ભારે પડી.



# ટાઢુ ટબકીયુ

*

'**અ**રે ભલા ભગવાન! આ રડયા ટાઢા ટબકીયાએ તો મને કાયર કાયર કરી મૂકી! હું વાઘથી નથી બ્હીતી, સિંહથી નથી બ્હીતી, કશાથીએ નથી બ્હીતી, પણ આ ટાઢા ટબકીયાથી તો એટલી બ્હીઉં છું કે ન પૂછો વાત!' એક ઘરડી ડોશી પોતાના ઝુંપડામાં બેઠી બબડતી હતી.

માહ મહિનાના દિવસ હતા ને અચાનક માવઠુ પડતું હતું. ભાંગી તૂટી ઝુંપડીમાં ઘરડી ડોશીથી ટાઢ ને વરસાદ બેનો ત્રાસ વેઠાતો ન હતો.

ગામને છેડે ઝુંપડું હતું ને એક વાઘ એક બાજુ બાકોરામાંથી અંદર જોઇ રહ્યો હતો. લાગ મળત તો તે ડોસીને ખાઇ જાત પણ ડોસીની વાત સાંભળીને તેને નવાઇ લાગી કે આ મારાથીયે મોટું ટાઢું ટબકીયું કયાંથી આવ્યું ? ડોસી નથી બ્હીતી મારાથી કે સિંહથી અને એનાથી બ્હીએ છે માટે એ તો મારાથીયે મોટું હશે ! નાસ રે ! મારા બાપ ! નહિ તો ખાધાસ્તો ને !

દુમ દબાવીને વાઘ તો જાય નાઠો. નાસતો નાસતો જંગલમાં ગયો.

સામેથી ચુપચાપ કોઈક એક ધુંગામાંથી આવ્યું ને કુદકો મારીને વાઘના કાન પકડયા ને ફલાંગ મારીને તેની પીઠે બેઠું. પાછળથી એ ડફણાં માર્યાં. કબા કુંભારનો લાલીયો નાસી ગયો હતો. જ્યારે જાય ત્યારે જંગલમાંથી જડે એટલે કબો લાલીયાને શોધવા ધુંગામાં સંતાયો હતો. નસીબ જોગે વાઘ જ એ રસ્તો આવ્યો એટલે તેને લાલીયો સમજી કબાભાઇ તો ફટ લઇને કાન ઝાલી ચઢી બેઠા હતા.

થોડીવારે વાદળાં વેરાયાં ને ચંદ્રમા પ્રકાશ્યો. અજવાળામાં કબાભાઈએ પોતાની ભૂલ જોઇ. લાલીયાને બદલે પોતે તો ખાસ્સા વાઘ પર બેઠા હતા ! હવે કયાં જાય ! પાંદડાની પેઠે તે તો ધ્રુજવા લાગ્યો.

વાઘની બ્હીકનો પણ સુમાર ન હતો. ટાઢું ટબકીયું તેની પાછળ પડીને પીઠ પર ચઢી બેઠું હતું ! દૂમ દબાવી ને તે તો નાઠો જ જાય ! આગળ પાછળ જુએ તો બાપના સોગન !



કુદકો મારીને વાઘના કાન પકડયા ને ફલાંગ મારીને તેની પીઠપર બેઠો

—પાન ૧૬

જતાં જતાં એક જંગી વડ આવ્યો. તેની વડવાઇ ઝાલીને કુંભાર ઉંચે ચઢી ગયો ને વાઘ પણ દોડી ગયો! બેઉ સમજ્યા કે બલામાંથી છૂટયા!

આગળ ચાલતાં વાઘને વાઘણ મળી. વાઘણ પૂછે: 'કેમ દોડો છો ?'

વાઘે બધી વાત કહી. વાઘણ કહે: 'એવું એ ટાઢુ ટબકીયુ તે કેવું છે? બતાવો તો ખરા, હુંયે જોઇ આવું !'

હા ના કરતાં વાઘે દૂરથી વડનું ઝાડ બતાવ્યું. વાઘણે નીચે જઇને રાઢ પાડી. રાઢ પણ કેવી? સાંભળી ને કોઇ પણ થર થર ધ્રુજે ! કબાભાઈનાં હાંજાં જ ગગડી ગયાં, તેતો લથડયા ને હાથ છૂટયા તે વડની છગાલોમાંથી સરરરર દઇને પડયા.

પડયા પડયા પણ વાઘણની પીઠપર ! કબાભાઈનાં હાડકાંની કચુંચર થઈ ને વાઘણની કેડો ભાગી. કડકડતી વીજળીની પેઠે ટાઢુ ટબકીયું પોતાના પર પડયું સમજી ને વાઘણ જાય દોડી. રસ્તામાં વાઘ મળ્યો. તે પૂછે: 'ટાઢું ટબકીયું કેવું છે ?'

વાઘણ કહે: 'બાપરે બાપ ! એ તે ટાઢું ટબકીયું કે કેડ ભાંગણું ! મારી તો કેડ ભાગી નાખી ! એ તો કેડ ભાંગણું છે કેડભાંગણું.'

બેઉમાં થઈ તકરાર. એક કહે 'ટાઢું ટબકીયું' ને બીજુ કહે 'કેડભાગણું !' બેની વાટાઘાટ સાંભળીને એક

વાંદરાભાઇ વચ્ચે પડ્યા. તે કહે: 'ઉભાં રહો હું જોઇ આવું ને કહું કે એ કોણ છે. ટાઢુ ટબકીયુ કે કેડભાગણું!'



કએ પુંછડું પકડીને ખુબ ખેંચ્યું.

દૂરથી વડ જોઈને વાંદરાભાઈ કૂદતા કૂદતા ત્યાં ગયા ને ડાળે ડાળ ને પાને પાન ફેંફોસી વળ્યા. કબાભાઈ તો ખસતા ખસતા વડના પોલમાં ભરાઇ પેઠા હતા. વાંદરાભાઈ કૂદીકૂદીને કંટાળ્યા તે વડની ડાળે પૂછડું લટકાવીને બેઠા. ધીરે રહીને કએ પૂછડું પકડીને ખૂબ ખેંચ્યું. પછી જોઇ લો વાંદરાભાઈની ગમ્મત !

એ તો બિચારો જીવ લઇને નાઠો. જઈને વાઘ ને વાઘણુને કહે: 'ના રે ભાઈ! એ તો ટાઢું ટબકીયું યે નથી ને કેડભાગણું પણ નથી. એ તો છે પૂછડા તોડ!'

હવે આનો નિકાલ કોણ લાવે? એક કહે 'ટાઢુ ટબકિયું,' ત્યારે બીજું કહે 'કેડ ભાંગણું;' ને ત્રીજું કહે 'પૂછડા તોડ.'

એવામાં આવ્યા શિયાળભાઇ. ડાહ્યા થઇને તે કહે: 'અરે ભલા માણસો! નકામા કાં લમણાંઝીક કરો છો! એ તમારૂં ટાઢુ ટબકીયું, કેડ ભાંગણું ને પૂછડાતોડ સૌ એકનું એક જ છે અને તે વડ પરથી જતાં જતાં મને કહેતું ગયું છે કે ભૂલે ચુકયે મ્હારા રસ્તામાં તમે સૌ રખે આવતાં!'

શિયાળભાઈએ રસ્તો સાફ કર્યો એટલે કબો કુંભાર ખોડંગતો ખોડંગતો ગામ તરફ ચાલ્યો.

*

# ખોટું લાગે તો કહેજો

*

એક રબારીને બે દીકરા હતા. મોટાનું નામ ચકો અને નાનાનું નામ અમથો. એક દહાડો બેઉ ભાઇને સહેજ તકરાર થઈ, તેથી અમથો ચાકરી રહેવા બીજે ગામ ગયો. ચમારાના પટેલને ત્યાં તે ચાકરી રહયો. પટેલને પટલાણી બહુ પાકાં હતાં. તેમણે શરત કરી કે વીસ રૂપીઆ પગાર આપીશું પણ ચીંધેલું કામ નહિ કરો તો નાક કાપી લઇશું. ગરજને માર્યે અમથાએ શરત કબુલ કરી.

પટેલની દાનત મફતનું કામ કરાવવાની હતી. તે કોઈને પગાર નહી આપતો, પણ પંદર દિવસ કામ કરાવી કાઢી મુકતો. પટેલે પટલાણીને પૂછ્યું કેઃ 'આને હવે કેમ કરીશું ?'

પટલાણી કહેઃ 'મારી પાસે મોકલજો.'

પટેલે અમથાને પટલાણી પાસે મોકલ્યો.

પટલાણી કહેઃ 'અમથા, આજે પંદર રૂપીઆ જોઈએ છીએ તે લઈ આવ.'



અમથે બધી વાત કહી.

અમથો કહેઃ 'તે મારાથી નહિ થાય; અહીં મારૂં કોણ ઓળખીતું છે ?'

પટલાણી કહેઃ 'ત્યારે આપણી શરત મુજબ નાક કાપવા દે.'

એમ કહીને પટેલ કને અમથાનું નાક કપાવી લીધું અને રજા આપી અમથો નાક કપાયાથી શરમાતો શરમાતો ચકા પાસે આવ્યો. ગમે તેવો પણ પોતાનો મોટો ભાઇ! ચકે પૂછ્યું: 'નાક ક્યાં?' અમથે એકાંતમાં બધી વાત માંડીને કહી.

ચકાને અમથાની વાત સાંભળી પટેલને પટલાણી ઉપર બહુ દાઝ ચઢી અને વેર વાળવાનું નકકી કર્યું અ-મથાને ઘરબાર સોંપ્યુ અને કહ્યું કેઃ 'જો હું છ મહિનામાં પાછો ના ફરૂં તો દિયરવટુ કરી લેજે.' એમ કહી ચકો ચમારે ચાલ્યો.

તે પણ પટેલને ત્યાં ચાકરી રહ્યો. પાકકા પટેલે ચકા સાથે પણ અમથાના જેવી શરત કરી એટલે અમથે કહ્યું: 'હા, પણ જો હું કૈં કામ કરૂં અને ખોટું લાગે તો સામું હું તમારૂં નાક કાપી લઉં.' પટેલે એ શરત કબુલ કરી.

પંદર દહાડા થયા એટલે ચકાને કહ્યું કેઃ 'પંદર રૂપીઆ લઇ આવ.'

ચકો કહેઃ 'ઠીક હમણાં લઇ આવું છું.' એમ કહીને થોડીવારમાં રૂપીઆ લઇ આવ્યો ને પટેલને આપ્યા.

પટેલે પૂછ્યું: 'ક્યાંથી લાવ્યો?'

ચકો કહેઃ 'કોસ અને વરત વેચીને.'

પટેલ કહે: ‘ વીસ રૂપીઆનો માલ પંદર રૂપીઆમાં આપી દીધો ?’

ચકો કહે: ‘ હા, ખોટું લાગે તો કહેજો.’

પટેલ કહે: ‘ નારે ! ખોટું શાનું લાગે.’

બીજે દહાડે પટલાણી કહે: ‘ ચકા સારાં સુકાં લાકડાંનો ભારો લઇ આવ.’

ચકો કહે: ‘હમણાં લાવ્યો સમજોને.’ થોડીવારમાં તો તે લઇ આવ્યો.

પટલાણીએ પૂછ્યું: ‘ક્યાંથી લાવ્યો ?’

ચકો કહે: ‘પેલું નવું હળ કરાવ્યું હતું ને તેનાં’

પટલાણી કહે: ‘નવુંને નવું હળ ખરાબ કર્યું ?’

ચકો કહે: ‘હા, ખોટું લાગતું હોય તો કહેજો.’

પટલાણી કહે: ‘નહિ એમાં ખોટું શું લગાડવાનું છે?’

બે દહાડા પછી પટેલ કહે: ‘ પચીસ રુપીઆ જોઇએ.’

ચકો કહે: ‘ તૈયાર કરૂં છું. ના ઓછીજ કહેવાવાની છે ! થોડીવારમાં પચીસ રૂપીઆ પટેલને આપ્યા.

પટેલે પૂછ્યું: ‘ક્યાંથી લાવ્યો ?’

ચકો કહે: ‘ગોળીઓ બળદ વેચીને.’

પટેલ કહે: પચાસનો બળદ પચીસ રૂપીઆમાં વેચ્યો?’

ચકો કહે: ‘હા ખોટુ લાગતુ હોય તો કહે જો.’

પટેલ કહે: ‘ખોટું તો શું લગાડીએ ! પણ ફરીથી આવું ના કરતો.’

ચકો ખેતરમાં ગયો ત્યારે પટેલને પટલાણી ઘરને તાળુ મારીને ચાલ્યાં ગયાં. ચકે ઘેર આવી જોયું તો બધાં ચાલ્યાં ગયેલાં અને બારીબારણાં બંધ. વાડામાં ગયો ત્યારે ઘોડી બાંધેલી જોઇ. તેને પાણી પાઈને ઘાસ નીર્યું. બીજે દહાડે વડોદરાની શુકરવારીમાં ઘોડી વેચીને પૈસા લઇ તે પાછો આવ્યો. રાચરચીલું થોડું ઘણું લાવીને વાડામાં ઝુંપડું કરીને રહેવા લાગ્યો. રોજ બધાંને બોલાવે, મીજબાની આપે ને મોજ કરે.

ચાર દહાડે પટેલે પાદરે આવીને તપાસ કરી તો ચકો મઝામાં છે એમ ખબર મળી. ઝટ દઇને ઘેર જઇ ચકાને પૂછ્યું: 'આ બધું ક્યાંથી લીધું?'

ચકો કહે: 'ઘોડી વેચીને આણ્યું.'

પટેલ પૂછે: 'ઘોડી વેચી દીધી?'

ચકો કહે: 'હાસ્તો, શું ખાઉં ને શું પહેરું? ખોટું લાગ્યું હોય તો બોલજો.'

પટેલ કહે: 'ખોટું લગાડીને શું કરીએ! તું હવેથી આવું ના કરતો.'

ભાઠામાં એક દહાડો ભજન હતું. ત્યાં બધાં ગયાં હતાં. રાતે એક જણાની ઝુંપડી ટેકરા ઉપર હતી, ત્યાં પટેલને સુવાનું હતું ઝુંપડીની પાસે ઉંડું કોતર હતું અને તેમાં થોરી એટલી બધી છવાઈ ગઇ હતી કે જમીન પણ ના દેખાય.

રાતે બધાં સુઈ ગયાં પણ ચકો જાગતો હતો. થોડી

વારે પટેલે ઉઠીને ચકો જાગે છે કે ઉંઘે છે તે જોવા માંડયું. જાણે મચ્છર કરડયો હોય તેમ ચકો ઝાપટ મારી બેઠો થયો.

થોડીવાર પછી પટેલે ઉંઘવા માંડયું એટલે ચકાએ પટલાણીને ઉંચકીને પોતાની જગાએ સુવાડી ને ચાદર ઓઢાડયું અને પોતે પટલાણીનો સાલ્લો ઓઢીને સુઈ ગયો.

પાછલી રાતે પટેલ જાગ્યા ને પટલાણીને ચકો સુતો હશે એમ જાણીને ઉંચકીને કોતરમાં નાખી દીધી. ફચોફચ થોરીના કાંટા આખા શરીરમાં ભોંકાતાંજ પટલાણીએ ચીસેચીસ પાડવા માંડી.

ચકો હફાળો ઉઠયો ને પટેલને પૂછયું: 'શું છે?'

પટેલ કહે: 'તારૂં કપાળ! આમ અદલા બદલી કોણે કરી હતી?'

ચકો કહે: 'મેં, ખોટું લાગ્યું હોય તો કહેજો.'

પટેલ કહે: 'એક વાર નહિ પણ સાડી સાતવાર ખોટું લાગ્યું છે'

ચકે ચપ્પુ કાઢીને પટેલનું ધસીને નાક કાપી લીધું. ને જતાં જતાં કહ્યું કે 'પટેલ! એતો બીજો કોઇ નહિ હું અમથાનો ભાઇ ચકો! અમથાનું નાક તમેજ કાપ્યું હતું.

પટેલ શું બોલે? ઘરબાર ઢોર ઢાંકર ને બાયડીયે ગયાં નેભેગાભેગું નાક પણ ગયું?

*

# સંતોષી નર સદા સુખી

*

કાશીના મહારાજા કનકકાન્તના મરણ પછી તેના સેનાપતિએ લશ્કરને કાબુમાં લઈ પોતાની સત્તા જમાવી અને ત્રણ રાજકુમારોને દેશપાર કર્યા.

ત્રણે રાજકુમારો, સત્તા વિહીન થઈ દૂર દેશાવર ચાલી નીકળ્યા.

એમનાં નામ, દિલીપ દિલદાર અને દિલાવર.

થાકયા પાકયા તેઓ એક જંગલ પસાર કરી મેદાન વાળા પ્રદેશમાં આવી પહોંચ્યા, અને ત્યાં બાજુપર આવેલી એક ધર્મશાળામાં રાત ગાળી તેઓ આગળ ચાલ્યા. આગળ ચાલતાં ચાલતાં તેઓ થાક લેવા બેઠા અને સૌએ વિચાર કરવા માંડયો કે ગુમાવેલું રાજ્ય લેવાને શા ઉ-પાયો યોજવા.

દિલીપે પૂછ્યું: 'દુનિયામાં ઉત્તમમાં ઉત્તમ ચીજ કઈ?'

'હું નથી જાણતો.' દિલાવરે કહ્યું.



ત્રણે રાજકુમાર વિચાર કરવા બેઠા.

'શક્તિ' દિલદાર બોલ્યો.

'ના તું ભુલ કરે છે–પૈસો' દિલીપ બોલ્યો.

દિલીપ અને દિલદારે ક્યાં સુધીએ શક્તિ અને પૈસાની ઉપયોગિતા વિષે વાદવિવાદ કર્યો.

છેવટે નક્કી થયું કે ત્રણે ભાઈઓએ છુટા પડવું અને સૌએ દુનિયાની ઉત્તમમાં ઉત્તમ ચીજ લઈ દશ વરસ પછી વિજયાદશમીને દહાડે પેલી ધર્મશાળામાં મળવું.

એક મોટા વણઝારાની પોઠ સાથે દિલીપ સિધાવ્યો અને પોતાનો ઘોડો ખેલાવતો દિલદાર દૂરના ડુંગરાઓમાં અદ્રશ્ય થઈ ગયો. દિલાવર ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો કે શું કરવું?

તેણે ધર્મશાળામાં ધર્મશાળાના રખેવાળની એક સુંદર કન્યકા જોઈ હતી. તેનું હૃદય તેના તરફ આકર્ષાયુ તે ત્યાં ગયો.

દસ વરસને વહી જતાં વાર ન લાગી. દસવરસમાં દિ-લાવર બે છોકરાંનો બાપ થયો હતો. તેને જે લાધ્યું હતું તે બીજાને લાધ્યુ હશે કે કેમ તે શંકા હતી.

વિજયા દશમીને મંગળ પ્રભાતે એક તરફથી અનર્ગળ દ્રવ્યથી ભરપુર વેપારી કાફલો અને તેને મોખરે દિલીપ અને બીજી બાજુથી સેંકડો ઘોડા દોડાવતા રણધીરો અને તેનો નાયક દિલદાર ધર્મશાળા તરફ ધસ્યા આવતા હતા.

દસ દસ વર્ષની જહેમત એ સંપત્તિ અને સાધનો પાછળ ગાળી હતી.

બેઉ એક બીજાને ભેટયા.

'ત્હારી પાસે બળ છે પણ પૈસો કયાં ? ત્હારા બધાયે માણસોને વધુ પૈસાની લાલચ દઈ હું રોકી શકું એમ છું' દિલીપે દિલમાં બ્હીને કહ્યું.

'અને ઘડીના છઠ્ઠા ભાગમાં ત્હારો સઘળો અસબાબ હું લુટાવી મારો કરી શકું એમ છું.' દિલદારે એજ રીતે દિલ દમે એવો જવાબ વાળ્યો.

'પણ દિલાવર કયાં ?'

અને એવામાં લતામણ્ડપ નીચે દિલાવર દેખાયો. બેઉ ત્યાં ગયા. 'ત્હેં શું કર્યું' તેમણે પૂછયું.

'અંદર ચાલો,' તેણે જવાબ આપ્યો.

'હું આ કમાયો.' એમ કહી દિલાવરે પોતાનું સંતોષી કુટુંબ બતાવ્યું. ત્હેનાં બાળકો પોતાના કાકાઓને વળગી પડયાં.

તેમનાં દિલ પીગળ્યાં.

'પણ એથી કાંઇ રાજ્ય પાછુ મેળવાય ?'

હસીને દિલાવર બોલ્યો: 'એ આપનેજ મુબારક હો! સેનાપતિ આપણે છૂટા પડયા પછી બીજેજ વર્ષે મરણ પામ્યો છે અને ત્યાર પછી પ્રજાનાં અનેક કહેણ મ્હને રાજગાદી સંભાળી લેવાને આવ્યાં પણ હું મારી આસ્થિતિમાં એટલો સંતોષી છું કે તે ઉપાધી વ્હોરી દુ:ખમાં પડવા દિલ લલચાતુ નથી.'

'દશ દસ વર્ષની જહેમત! અને અંતે અમે એક બીજાનાં ગળાં કાપવા તૈયાર થયા હતા! હું દિલદારનું બળના લોભે.'

'અને હું ધનના લોભે. ધનના અભાવે હું મ્હારા સૈનિકોને શું દઉં એ સવાલ હતો.'

'પણ ત્રીજી ચીજ સિવાય એ બેઉ નકામાં છે.'

'ખરેખર ! દુનીઆમાં ઉત્તમ ચીજ તો ત્હેંજ શોધી છે.' એમ કહી દિલીપ અને દિલદાર દિલાવરને ભેટયા.

થોડા વખતમાં દિલીપને કાશીનું રાજ્યાસન પ્રાપ્ત થયું અને દિલદારને દિવાન પદ મળ્યું.

દિલાવર પોતાની સ્થિતિમાં સંતોષ માની રહ્યો હતો એ કહેવાની જરૂર છે ?

*

# ધનરાજનો ખજાનો

*

ઘણા વર્ષો ઉપર પાટણમાં ધનરાજ નામે એક મોટો રાજા રાજ્ય કરતો હતો. તેના મોટા ખજાના માટે એક ભંડાર તેણે ચણાવવા માંડયો. મહેલના એક ખંડમાં ચુના અને પથ્થરથી ચણતર કામ શરૂ કરાવ્યું અને એક વિશ્વાસુ કડીયાને તે કામપર રોકયો. ચણતાં ચણતાં તેણે એક પથ્થર એવી રીતે ગોઠવ્યો કે જે એક કે બે માણસથી ખેંચી શકાય અને ગોઠવી શકાય પણ એ પથ્થર છૂટો છે એવું ચણતર કામ જોતાં બીલકુલ દેખાઇ આવે નહિ. થોડા વખતમાં ભંડાર ચણાઈ ગયો એટલે રાજાએ પોતાનો મોટો ખજાનો તેમાં રાખ્યો.

પેલો કડિઓ તાવથી પીડાતો હતો એટલે તેણે પોતાના બે દીકરાઓને પાસે બોલાવ્યા અને કહ્યું કે: 'મ્હને લાગે છે કે હું હવે ઘણા દહાડા જીવીશ નહિ. તેથી તમને એક વાત કહી દઉં. જ્યારે તમને પૈસાની ઘણી તંગી પડે ત્યારે રાજાના મહેલમાં વચલા ખંડમાં મ્હેં ભંડાર ચણ્યો છે, તેમાં એક પથ્થર એવી રીતે ગોઠવ્યો છે કે જે એક માણસથી પણ ખસેડી શકાય,' એમ કહી તેણે તેનું માપ વિગેરે બતાવ્યું. 'જ્યારે જરૂર પડે ત્યારે તમે તે રસ્તે જઇ ખજાનામાંથી જોઇતું ધન લઈ આવજો.'

થોડા વખતમાં તે કડીયો મરણ પામ્યો.

કેટલાક દિવસ પછી બેઉ ભાઈઓ એક રાતે મહેલમાં ગયા અને પેલો પથ્થર શોધી કાઢીને પુષ્કળ પૈસા લઇ આવ્યા. બીજે દિવસે ધનરાજે જ્યારે પોતાનો ખજાનો જોવા માંડયો ત્યારે કેટલીક થેલીઓ ઘટેલી જોઇને તે ઘણા જ વિચારમાં પડી ગયો.

એમ કરતાં કરતાં પેલા બે ભાઇઓ ઘણા પૈસા લઇ ગયા. તેથી રાજાએ એક યુક્તિ કરી, કારણ કે ચોર ક્યાં થઇને આવતા હતા તે બીલકુલ સમજાતુ નહિ હતું, ભંડાર ઉપર જે મ્હોર મારવામાં આવતી તે જેવી ને તેવી જ રહેતી અને ચોરી થતી હતી. તેણે ઉંદરોને પકડવા માટે આપણે જેમ ઉંદરીયુ રાખીએ છીએ તેમ ચોર પકડાઇ જાય તેટલા સારૂ ભારે લોખંડનાં અંદર પગ પડે તો ભરાઈ રહે અને લુહારની મદદ સિવાય પગ ન નીકળે એવાં–કેટલાંક ચોકઠાં કરાવ્યાં; અને તે સોનાની મહોરોનાં કુપ્પાં પાસે મૂકાવ્યાં.

બીજા દિવસે પેલા બે ભાઇઓ આવ્યા. તેમાંના એકનો પગ પેલા ચોકઠામાં પડયો એટલે તેણે બીજા ભાઇને પોતાનું ડોકું કાપી નાખીને તે લઇને ચાલ્યા જવાનું કહ્યું. કારણ કે તેમ ન કરે તો તે ઓળખાઈ આવે અને બેઉ ભાઇનો નાશ થાય એમ હતું. બીજાએ તરત જ તેના કહેવા મુજબ કર્યું અને ડોકું લઇને ઘેર ગયો.

એક દીકરાનું ડોકુ જોઇને ડોશીએ ખૂબ જીવ બાળ્યો અને તેનું ધડ લઈ આવવાનું પેલા બીજા દીકરાને કહ્યું.

આ બાજુ રાજાને ખજાનો ઉઘાડતાં જ ધડ એકલું જોઇને ઘણીજ નવાઇ લાગી. એ માણસ કયાંથી અંદર આવ્યો, કોણે એનું ડોકું કાપી લીધું અને કાપનાર કયાં થઇને ગયો તેની નીશાનીજ ન હતી. ચોરને પકડવાના ઈરાદાથી તેણે ધડને દરવાજા ઉપર લટકાવવાનો અને તેના ઉપર સખત ચોકી પહેરો રાખવાનો હુકમ આપ્યો. કોઈ તેને જોઇને રોતુ જણાય તો તેને પકડીને પોતાની પાસે રજુ કરવાનું પણ કહ્યું.

પોતાની માને રાજી કરવાને અને ભાઈના ધડને અગ્નિદાહ દેવાને પેલા ચોરે વિચાર કરીને એક યુક્તિ રચી. સાંજના થોડાંક ગધેડાં ઉપર દારૂનાં ગાડવાં બે બાજુ ચઢાવી પેલા દરવાજે થઇને તે નીકળ્યો. દરવાજા આગળ જતાં જ બે ત્રણ ગધેડા ઉપરનાં ગાડવાં એકદમ ઢળવા માંડે એવી તેણે ગોઠવણ કરી હતી.

દરવાજે આવ્યો એટલે ગાડવામાંનો દારૂ ઢળવા માંડયો, તે જોઇને કયું ગાડવું પહેલું સમું કરવું એમ વિચાર કરતો

હોય એવો ઢોંગ કરી તેણે પોકે પોકે રડવા માંડયું, દારૂની



'ગધેડાં પર દારૂનાં ગાડવાં ચઢાવી પેલે દરવાજે નીકળ્યો.'

ગંધથી પેલા ચોકીદારો વાસણો લઇને દોડયા અને બને તેટલો દારૂ લઈ લીધો. ચોરે તેમને સર્વેને ખૂબ દારૂ પીવા દીધો. દારૂની લહેરમાં બધા ચકચૂર થયા ત્યારે તેણે પેલું ધડ ઉતારીને એક ગધેડા ઉપર લાદ્યું, અને બધા ચોકીદારોની એક બાજુની મુછ બોડી નાખી. પછી તે ઘેર ગયો.

સવારે રાજાને ઘડ ચોરાયાની અને બધી વાતની ખબર પડી તેણે ચોકીદારોને ખૂબ નસીઅત આપી, ચોરને પકડવાને બીજી યુક્તિ રચી. ગામમાં દાંડી પીટાવી કે જે લોકોને રાજકુમારી સાથે પરણવાનો વિચાર હોય તેમણે રાજમહાલય નીચેના તેના ખંડમાં જઈને મળવું. જે માણસની ભયંકરમાં ભયંકર વાત રાજકુમારીને પસંદ પડશે તેની સાથે તે વરશે.

આ ઉપરથી ઘણા માણસો રાજકુમારીને મળવા ગયા. તેમની સાથે પેલો ચોર પણ એક મડદાનો હાથ કાપીને ગયો. રાજકુમારી એક બારીમાંથી દરેકને તેમની જીંદગીમાં ભયંકરમાં ભયંકર કામ કર્યું હોય તે કહેવા જણાવતી હતી અને એક પછી એક એમ સૌને પૂછીને રજા આપતી હતી. થોડી વારે ચોરનો વારો આવ્યો. તેણે પોતાની ભયંકર હકીકત તરીકે ખજાનાની ચોરી અને ધડ લઈ આવવાની વાત કહી. આ ઉપરથી પરણવાનો કોલ આપવાને માટે રાજકુમારીએ તેનો હાથ માગ્યો. તેણે તરત જ પેલો મડદાનો હાથ આપ્યો અને ચાલવા માંડયું. રાજકુમારીએ ચોકીદારોને બોલાવીને જેનો હાથ પકડયો હતો તેને પકડવા કહ્યું પણ ચોકીદારો કોને પકડે? હાથ તો કાપેલો હતો.

રાજાને તરત જ બધી વાત કહેવામાં આવી. તેણે ચોરની અક્કલનાં વખાણ કરી દાંડી પીટાવી કે જો ચોર મહારાજા પાસે હાજર થશે તો તેને માફી મળશે અને મહારાજા સુંદર જાગીર આપશે. રાજાના વચનમાં વિશ્વાસ રાખીને પેલો ચોર હાજર થયો અને રાજા ધનરાજે તેને એક સુંદર જાગીર આપીને પોતાની રાજકન્યા પણ પરણાવી.

*

# વીર રણધીર

❊

એક રાજાને રણધીર નામે યુવરાજ હતો. રણધીરને ચાર જીવજાન દોસ્ત હતા. એક બ્રાહ્મણનો દિકરો, બીજો નગરશેઠનો, ત્રીજો પટેલનો અને ચોથો સુથારનો દિકરો હતો. તે દરેક પાસે જૂદી જૂદી વિદ્યાઓ હતી.

હાડકું જડે તો જીવ મૂકી જીવતું કરવાની વિદ્યા બ્રાહ્મણનામાં હતી. જાને ન ગયા છતાં કોઈની પણ વહુ ઓળખવાની, કોઇ પણ સ્ત્રીનો પતિ કોણ છે તે એકદમ

કહી શકવાની વિદ્યા નગરશેઠના પુત્રમાં હતી. ગમે તેવું ઝીણામાં ઝીણું હાડકું શોધી કાઢવાનું કામ પટેલને સારી રીતે આવડતું હતું. અગરચંદનનાં લાકડાં હોય તો ઉડણ વિમાન કરવાની વિદ્યા સુથારનામાં હતી. રાજપુત્ર રણધીરમાં એકે ઝટકે વાઘ કે સિંહ મારવાની તાકાત હતી.

એક વખત પટેલને હાડકું જડયું તે લઈ બ્રાહ્મણ પાસે આવ્યો ને કહ્યું 'લ્યો આમાં જીવ મુકો' બ્રાહ્મણે સિંહનું હાડકું ઓળખ્યું એટલે રાજકુમારે કહ્યું 'હું એકે ઝટકે એને મારીશ માટે તું સજીવન કર.' બ્રાહ્મણ મંત્ર ભણ્યો કે સિંહ સજીવન થયો અને ઘુઘવાટ કર્યો. રાજકુમાર તેને તરવાર લઇ મારવા દોડયો. ચારે મિત્રો ભય પામી એક બાજુ નાઠા અને બીજી બાજુ સિંહ અને રાજકુમાર નાઠા. જતાં જતાં થાકી જવાથી એક મોટા ઝાડ ઉપર રણધીર ચડી ગયો. સિંહ થોડી વાર આમ તેમ રખડી ચાલતો થયો.

રાજકુમારે ઝાડપર ચઢીને જોયું તો દૂર એક શહેર જણાયું. એ જોઈ તે ત્યાં ગયો. આખા શહેરમાં એક પણ માણસ મળે નહિ. દુકાનોમાં માલ ભર્યો હતો પણ કોઇ માણસજ નહિ હતું. ફરતો ફરતો તે ભોંયરા આગળ ગયો, ત્યાં તેને હીંચકાનો ખડખડાટ સંભળાયો. અંદર જઇને જુએ છે તો એક સુંદર બાલિકા હીંચકા ખાતી હતી. તેણે રણધીરને જોઇ કહ્યું 'અહોહો! આપ કયાંથી આવ્યા? મારો રાક્ષસ બાપ બારબાર ગાઉ સુધી મનુષ્ય રહેવા દેતો નથી.' રણધીરે પોતાની બધી વાત કહી, ત સાંભળી ત ઘણી ખુશી થઈ અને તેનો સારો આદર સત્કાર કર્યો. જ્યારે પોતાના રાક્ષસ બાપને આવવાની વખત થઇ ત્યારે તે બાલાએ

રણધીરને માખી બનાવી દઇ ડાબલીમાં ઘાલી પોતાના વાળની વેણીમાં મુકી દીધો. થોડીવારમાં એનો બાપ 'ખાઉ, ખાઉ' કરતો આવ્યો.

તેણે કહ્યું: 'મને માણસની ગંધ આવે છે' એટલે બાલિકાએ જવાબ આપ્યો કે, 'ના બાપુ, કોઇ નથી આવ્યું. હું મોટી થઇ એટલે તમને મારી ગંધ આવતી હશે.' બાપ પછી સુઇ ગયો અને સવારે ઉઠી બહાર ગયો.

પછી તેણે રણધીરને પોતાની મૂળ સ્થીતિમાં ફેરવી દીધો. રણધીરે તેને શીખવ્યું કે 'વાતવાતમાં તું પરણાવવાનું કહેજે અને એનું મરણ શાથી છે તે પૂછી લેજે.'

બીજે દિવસે તેણે તેમ કર્યું. રાક્ષસે કહ્યું: 'બે ત્રણ વખત હું તારે સારૂ વર લાવેલો પણ રસ્તામાં ભૂખ લાગવાથી ખાઇ ગયેલો.' તેણે કહ્યું 'નહિ ખાઇ જવાનું વચન આપો તો હું શોધી લાવું' બાપે વચન આપ્યું એટલે તેણે રણધીરને રજુ કર્યો અને પરણાવવાની માગણી કરી.

રાક્ષસ ઉપડયો તે એક બ્રાહ્મણ વાડ કરતો હતો તેને લઇ આવ્યો. અષ્ટં પષ્ટં બોલી બ્રાહ્મણે બેઉને પરણાવ્યાં. રાક્ષસે સુપડું ભરી સોના મહોર દક્ષિણામાં આપી.

એક વખત રણધીરની સ્રી—દુલારીએ બાપને પૂછયું: 'તમે બહાર જાઓ છો તે વખતે કોઇ તમને મારી નાખે તો અમે શું જાણીએ ?' બાપે કહ્યું: 'આપણા બગીચામાં સાત કેળ વચ્ચે લોઢાનો સ્તંભ છે તે જો કોઇ એકે ઝટકે કાપી નાખે તો મારૂં મોત થાય. તે સિવાય થાય નહિ' દુલારીએ એ વાત રણધીરને કહી.

બીજે દહાડે રણધીરે જ્યારે રાક્ષસ બહાર ગયો હતો

ત્યારે એકે ઝટકે સાતે કેળ અને લોઢાને સ્તંભ કાપી નાખ્યાં; એટલે રાક્ષસ મરણ પામ્યો.

એક દિવસ દુલારી તળાવમાં ધોવા ગઇ હતી ત્યાં કોઈ લાંબા તાડ જેવા રબારીને જોઇ નાસવા ગઈ એટલામાં પગની મોજડી પડી ગઈ.

એ મોજડી રબારીએ લઈને દૂરના દેશના એક રાજાને આપી. રાજાએ તેને એક ગામડુ ઈનામમાં આપ્યું અને મોજડી પહેરનારીને પોતાની રાણી બનાવવા માટે લાવવા સારૂ માલણને કહ્યું.

જડી માલણ રાક્ષસના ભોંયરા આગળ જઈને રોવા લાગી કે 'એ મારા ભાઇરે!' એને રોતી સાંભળી દુલારી બહાર આવી અંદર તેડી ગઇ. તેણે જાણ્યું કે તેને કદાચ ફોઇ હશે પણ તેને પોતાને ખબર નહિ હોય.



ધીરે ધીરે જડી ઉપર દુલારીને વિશ્વાસ બેઠો. એક વખત રણધીર ઊંઘતો હતો અને જડી પીછાંના સુંદર પંખાથી વા નાંખતી હતી એવામાં

દુલારી પાસે આવી બેઠી અને વાતમાં ને વાતમાં જડીએ દુલારીને કહ્યું કે 'રણધીર ઘણે દૂર સુધી જાય છે તો કદાચ એને કાંઈ આડુ અવળુ થયું તો આપણે શું જાણીએ માટે તું એને પૂછી જોજે' દુલારીએ હા પાડી અને બીજે દિવસે તેણે રણધીરને પૂછ્યું.

રણધીરે કહ્યું: 'મારીકેડમાં કટાર છે તે કોઇ ચંદનનાં ધીકધીકતાં લાકડામાં નાખી દઇ ઓગાળી નાખે તો મારૂં મૃત્યુ થાય તે સિવાય નહિ' એ વાત છાનીમાની જડીએ સાંભળી લીધી.

દશેક દિવસમાં ચંદનનાં લાકડાં એકઠાં કરી જડીએ રણધીરની કટાર તે સૂતો હતો ત્યારે કાઢીને લાકડાં સળગાવી ઓગાળી દીધી; એટલે રણધીર મરણ પામ્યો.

જડીને દુલારીએ ધુતકારી કાઢી. રણધીરના શરીરમાં કસ્તુરી ભરી જાળવી રાખ્યું અને પછી તે જડી સાથે રાજા પાસે ગઇ. રાજાએ તેને પોતાની સાથે પરણવા માટે કહ્યું.

દુલારીએ કહ્યું: 'મારે છ મહિનાનું બારીએ બેસી ન્હાવું અને બારીએ બેસી ખાવું એવું વ્રત છે તે છુટશે ત્યારે તમારી સાથે લગ્ન કરીશ.'

એમ કરતાં કરતાં પાંચ મહિના વહી ગયા. એક દહાડો ફરતા ફરતા પેલા ચાર મિત્રો ત્યાં આવી ચઢયા. નગરશેઠના દિકરાએ કહ્યું કે 'માનો ન માનો પણ આ રણધીરની વહુ છે.' બીજો કહે 'નારે! કોઈ રાજપુત્રી છે જાણશે કે સાંભળશે તો ગરદન મારશે.'

રકઝક સાંભળી દુલારીએ એ ચારેને પોતાની પાસે તેડાવ્યા. અને તેમને પૂછ્યું એટલે ડરના માર્યા ચારેએ

વાત કરી. વાતવાતમાં પોતાને શી વિદ્યા આવડતી હતી તે પણ કહ્યું.

દુલારીએ સુથારના પુત્રને ચંદનનાં લાકડાં મંગાવી આપ્યાં તેનું તેણે ઉડણ વિમાન કર્યું. દુલારીએ રાજા પાસે ચાર કુંવારીકાઓ મંગાવી. એક બ્રાહ્મણની દીકરી, બીજી વણિકની ત્રીજી પટેલની અને ચોથી સુથારની.

ઉડણ વિમાનમાં દુલારી બેઠી અને ચારે કુંવારીકાઓ તથા જડીને બેસાડી. પેલા ચાર દોસ્તો પણ બેઠા અને વિમાન ઉડાડયું.

ઘણે ઉંચે વિમાન ઉડયું એટલે દુલારીએ જડીને ધક્કો માર્યો અને પાડી નાખી તે સરર દઈ ભોંયે પડી ને તેના ટુકડા થઈ ગયા.

સૌ રાક્ષસના ભોંયરામાં ગયાં. રણધીરનું મુડદુ કાઢી બ્રાહ્મણને તે સજીવન કરવા કહ્યું. બ્રાહ્મણે તર્તજ મંત્ર ભણી રણધીરને સજીવન કર્યો. રણધીર ઉંઘમાંથી ઉઠતો હોય તેમ ઉઠયો અને સૌને જોઇ ખુશી થયો.

ઉડણ વિમાનમાં સૌ પોતાને ગામ આવ્યાં અને ઘણીજ ધામધુમથી રણધીરે ચારે મિત્રોનાં લગ્ન પેલી કુંવારીકાઓ સાથે કર્યાં.

તમને પણ એમના લગ્નમાં જવાનું નોતરૂં દેવાની અમને ફરમાશ થઈ છે. કેમ આવશો કે નહિ ?

*

# અણદીઠી અણવીતી ને અણસાંભળી વાત

*

બે બારોટ હતા. એક કાકો ને બીજો ભત્રીજો. કાકો કહે: 'દીકરા, આપણે પરદેશ જઈએ તો ઠીક. કારણ કે:–

ઘેર રહે અવગુણ ત્રણ નરાં વિચારી જોય;
ફાટે કપડાં રૂણ વધે, કીર્તિ કશુ ન હોય.

માટે આપણે તો પરદેશ ખેડીએ.'

ભત્રીજો કહે: 'ભલે કાકા. આપણે પણ સાથે જ ચાલીશું.'

કાકા કહે: 'સારૂ ત્યારે. એકથી ભલા બે.'

બેઉજણ ચાલ્યા. જતાં જતાં રસ્તામાં એક ગામ

આવ્યું. ચોરે જઇને રામરામ કર્યા. પટેલે જમવાની ગોઠવણ કરી. ગરાસીઆનું ગામ અને બે ભાગ એટલે એક જણને એક ભાગમાં ને બીજાને બીજા ભાગમાં જમવાનું ઠર્યું. હજામ જઇને બેઉને ઘર બતાવી ગયો.

કાકાને જે ઘેર જમવાનું હતું તે ઘેર બાઈ એકલી હતી. તેની સાસુ ને ધણી બેઉ સીમમાં ગયાં હતાં.

તે બહાર આવીને બારોટને પૂછેઃ 'શું જમશો રાવ? ચુરમુ ને ઘી કે રોટલાને દાળ ?'

બારોટ કહેઃ 'શું પૂછો છો બા? રોટલા કરતાં ચુરમુ ભલું.'

બાઈ કહેઃ 'મારી સરત પૂરી કરો ને ચુરમું જમો.'

'શી શરત ?'

'અણદીઠી અણુવીતી ને અણસાંભળી વાત કહો તો ચુરમું મળશે. નહિ તો દાળ રોટલા તો ખરા.'

'એમાં શું બા! તમે તમારે ચુરમું કરો. જાઓને, મારે એવી વાત કહેવી.'

સાત સાત વરસ થયાં બાઇને એવી વાત કહેનાર કોઇ મળ્યો ન હતો તે એનો તો હરખ માય નહિ. ઘણા ઉમંગથી તેણે ચુરમું કર્યું, અને બારોટે કહ્યું તેટલું પીરસ્યું.

બારોટે તો પુષ્કળ ઘી લેઇ ચોળીને ચુરમું તૈયાર કર્યું પણ જ્યાં મોંઢામાં કોળીયો મૂકવા જાય ત્યાં બાઇ કહેઃ 'રાવજી પહેલાં વાત કહો, પછીથી જમો.'

બારોટ હસીને કહેઃ 'બા, એવી તે વાત હોય! કાંઇ દીઠેલી હોય કાંઇ વીતેલી હોય કે કાંઇ સાંભળેલી હોય એ

સિવાય તો બીજી કાંઇ વાત શી હોય !'



'ખબરદાર ! જો કોળીઓ મોંમાં મુકયો છે તો !' એમ કહીને બાઇએ સાંબેલું ઉપાડયું.

ફાટી આંખ ને હાથમાં સાંબેલું એટલે જાણે જોગમાયા-સ્તોને. બારોટે કોળીઓ પડતો મૂકયો ને ઉઠીને કપડાં લેવા માંડયાં. બાઇએ પાછળ દોડીને બારોટનો પગ પકડયો. મૂળ ધાકથી બીધેલો ને વૃદ્ધ શરીર તે બારોટ ધબ્બ દઇને પડયો. બાઇએ એનો પગ ઝાલીને ઘસડયો ને એનાં કપડાં ઉંચકી લીધાં. ઘસડતી ઘસડતી તે ચોરાની પાછળ લાવીને ત્યાં પડયો મૂકી ઉપર કપડાં ફેંકી ગઇ.

આમ તેમ જોઈ બારોટે ધુળ ખંખેરી નાખી ને ચોરે જઇને બેઠા. ભત્રીજો ત્યાં આવેલો તેને ખબર પૂછી. એટલે

તે કહે: 'કાકા જમવાને જરા વાર છે; તેથી અહીં આવીને બેઠો છું. તમે જમ્યા ?'

'નારે ભાઈ! બાઇએ બીચારીએ ચુરમું કરવા માંડયું છે એટલે મેં જાણ્યું કે મારે બદલે તને મોકલું તો ઠીક.'

'ત્યારે તમે કહેતા હો તો હું જઉં. પણ મને ઘર શી રીતે જડશે ?'

'એમનું પાડુ મરી ગયું હતું તે ઘસડીને લઈ ગયા છે એટલે તેનો લીટો ચોરાની પાછળ પડયો છે. એ લીટે તને ઘર જડશે !'

'એ ઠીક.' કહીને ભત્રીજો ગયો. લીટે લીટે તેને ઘર જડયું. જઇને કહે: 'આ મારા કાકાએ મને જમવા મોકલ્યો છે.'

બાઈ કહે: ભલે ! પેલા આવ્યા, તે તમારા કાકા હતા કે ? ઠીક. પણ તમને મારૂં ઘર કોણે બતાવ્યું ?'

'તમારૂં પાડુ મરી ગયું હતું—'

'અમારૂં પાડુ ?'

'પેલો લીસોટો પડયો છે ને ?'

'પાડાનો નહિ પણ તમારા કાકાનો.'

'એમ ?'

'હા. તમારા કાકાને ચુરમું જમવું હતું. મારી સરત એ હતી કે જો કોઈ મને અણદીઠી અણવીતી ને અણસાંભળી વાત કહી સંભળાવે તો મારે ચુરમું જમાડવું, નહીતર દાળ રોટલા. એમણે ચુરમું કરાવ્યું ને વાત કહ્યા સિવાય જમવું હતું, તે પછી એ વલે કરવી પડી. એમને ઘસડીને

ચોરા પાછળ હુંજ ફેંકી ગયેલી. તમને વાત આવડતી હોય તો ચુરમું જમાડું.'

'આપણને એ વાત તો ઘણીજ ફક્કડ આવડે છે.'

'તો જમવા બેસો. તમારા કાકાએ ચોળી કરીને તૈયાર રાખી છે તે થાળી દઉં તો ચાલશે? એમણે હજી એઠું નથી કર્યું.'

'ચાલશે. ઘીયે ઠર્યું હશે ને કાકાએ તૈયાર કર્યું છે તે ખાવામાં મને હરકત નથી ને ખાતાં ખાતાં વાત કરીશ.'

બાઇને વિશ્વાસ બેઠો તે એણે થાળી ઉતારી ને કઢી આણી. બારોટ કહે: 'શાક બાક નથી કર્યું બા!'

'ના.'

'ત્યારે શાક વિના મારે તો નહી ચાલે! ચુલો સળગે છે, તો જરા કરી નાખોને'

'પણ શાક ઘરમાં નથી.'

'ઓહો! એમાં શું? હું આવતો હતો ત્યારે રસ્તામાં એક જણ તેર હાથના બી વાળુ બાર હાથનું તુરીયું વેચતો હતો.'

'પણ એ શાનુ આપે છે?'

'જારનું ને ડાંગેરનું અડધી વાર આપતો હતો.'

બાઇ તો ખોળામાં ડાંગેર લઇ તુરીયું લેવા ચાલી. હરખમાં તેને ભાનેય ન રહ્યું કે બાર હાથનું તુરીયું હોય તેનું તેર હાથનું બી ક્યાંથી હોય?

અને બારોટને પૂછે તો તે તો તૈયાર જ હતો. એને

બોલે બંધ ન હતો. તરત જવાબ દેત કેઃ 'બા, બીયાં બેવડ હોય છે.'

બાઇ તો બજારમાં પૂછતી પૂછતી ગઇ કે પેલો તુરીયાવાળો ક્યાં ?

કોઇએ પૂછ્યું: 'કયો તુરીયાવાળો ?'

બાઈ કહે: 'બાર હાથના તુરીયાવાળો.'

પૂછનાર મનમાં કહે: 'બાર હાથનું તે કાંઇ તુરીયું હોતું હશે ? બાઇ કાંઇ ગાંડી છે કે શું ?' પછી મોટેથી કહે: 'પેલી બાજુ ગયો હશે. એમ જરા જુઓને.'

એમ કરતાં કરતાં બાઈ તો આમથી તેમ ને તેમથી એમ જવા લાગી.

એવામાં બાઈનો ધણી માથે ચારનો ભારો લઇને ઘેર આવ્યો. ચાર નાખીને પાણી માગ્યું પણ ઘરમાં કોણ હોય તે પાણી દે ? બારોટ ધીરેથી બોલ્યો: 'બાપા ! રામ રામ.'

ઠાકોર કહે 'તમે કોણ છો ભાઇ ?'

'તમારા બારોટ, બાપલિયા !'

'બાઇ ક્યાં ગયાં છે ?'

'બાપા, કોણ જાણે. ખોળામાં કાંઈક લેઇને કશું લેવા ગયાં છે. હું જમવા બેઠો છું પણ એમને તો ગયે બહુ વાર થઇ, મને ભાત પીરસો તો સારૂં. આવું અવિવેકી માણુસ તો કાંઇએ ના દીઠું.'

બારોટની વાત સાંભળી ઠાકોરને ઝાંઝ ચઢી. ઉતાવળમાં ને ઉતાવળમાં બારોટને ભાત પીરસી ઠાકોર હાથમાં ડાંગ લઇને બહાર નીકળ્યા. ડાંગેર લઇને ખજુર કોપરાં લેવાનું એ તે ઠાકોરના ઘરને શોભે ?

આમ તેમ પૂછતાં ભાળ મળી કે ખોળામાં ડાંગેર લઇ ઠકરાણી અહીં તહીં ફરતાં હતાં. ઠાકોરને પગથી માથા સુધી દાઝ ચઢી. એક બાજુ વળાણુ વળાતાં ઠકરાણીને જોયાં ને કાંઇ પૂછયાગાછયા વિના ડાંગ ઉપાડીને ઘડ લઇને ઠકરાણીના બરડામાં ઠોકી દીધી.

'ઓ બાપરે !' કરીને બાઇ બેસી ગઈ ને તેને તમ્મર આવી ગયાં. પાંચ સાત જણુ એકઠા થઈ ગયા ને ઠાકોરને વાર્યા. બાઈને પાણી છાંટયું એટલે જાગૃતિ આવી.

પણ બારોટ ભાત ખાઇ રહ્યા એટલામાં ઠાકોરનાં ડોસી આવ્યાં. ડોસીમાનું શરીર જમાનો ખાધેલો તોયે ધાબડધીંગા. આવીને વહુ પાસે પાણી માગ્યું. પણ વહુ હોય તો જવાબ દે ને ! બારોટે કહ્યું: 'માજી તમારો દીકરો ને વહુ નદીએ ગયાં છે. કાંઇ છાંટીયું* આવ્યું છે તેથી. હું બારોટ છું ને મને પાણી આપ્યા સિવાય ગયાં છે. બા, જરા જમી રહ્યો છું, તે તમેયે પાણી લો ને મનેય આપો.'

ડોસીમાયે પાણી લીધું ને બારોટનેય દીધું. પછી કહે: 'કેવાં ગાંડાં ! તે એમ એકલાં એકલાં નદીએ ગયાં ! કાંઇ વિવેક કે વિચાર છે ? એવું હતું તો પાંચ બૈરાંને એકઠાં કરવાં'તાં ને મોઢાં વળાવવાં'તાં.'

બારોટ કહે: 'બા, આજનાં છોકરાંની શી વાત કરીએ ! કશોયે વિવેક કે વિચાર જ નહિ ને !'

બારોટે જમીને તરત જ ચોરાનો રસ્તો લીધો ને ડોસીમાયે પણ ખાસ્સો મોટેથી છેડો વાળ્યો. એક પછી

* છાંટીયું: મરણનો કાગળ ( બારોટની ભાષામાં. )

એક એમ પાંચ પંદર બૈરાં એકઠાં થયાં ને રો કકળ થઈ રહી. સૌ સમજ્યાં કે ડોસીમાનું કોઇ સગું વ્હાલું મરી ગયું. પાંચ દસ પુરૂષો પણ એકઠા થયા ને તે પણ ઓ! ઓ! કહીને ઠીકાઠીક રોવા લાગ્યા.

ઠકરાણીને ધવા વળી એટલે બેઉ જણ ઘર ભણી વળ્યાં. એક બીજાનાં મોઢાં ચઢેલાં તે કોણ કોને પૂછે? ઘેર આવ્યાં તો આ તાલ જોયો. બેઉ સમજ્યાં ડોસીમાના પીયરનું કોઇ સગું વ્હાલું મરી ગયું હશે. તે બેઉ જણ રડવામાં રોકાયાં.

વખત જતાં એક પછી એક સૌ રોતાં છાનાં રહ્યાં. પણ સાસુ વહુ બે જણ તો રડયા જ કરે. સાસુ જાણે હું પહેલી છાની રહીશ તો વહુને ખોટું લાગશે ને વહુ જાણે સાસુને ખોટું લાગશે. બે જણ કેમે કર્યાં છાનાં રહે નહિ.

પેલી બાજુ બારોટે ચોરે જઇને પટેલને કહ્યું કે: 'બાપુ! પેલા ઠાકોર જરા તીસ્મારખાં હોય તો રોકજો.' એમ કહીને બધી વાત કહી. પટેલે કહ્યુ: 'હરકત નહિ. તમારો વાળ વાંકો નહિ થાય.' એવામાં પેલો કાકો પણ દાળ રોટલા ઝાપટીને આવી પહોંચ્યો. ભત્રીજે તેને વીતક વાત કહી.

પણ આખરે ડોસી થાક્યાં તે રોતાં રહ્યાં ને વહુને પૂછ્યું: 'વહુ બેટા, તારા પીયરમાં કોણ પરવાર્યું?'

વહુ કહે: 'પરવારે ને તમારા પીયરનું! મારા પીયરમાં તો સૌ સાજાં સમાં છે. છાંટીયું તો તમારા પીયરનું છે ને?'

સાસુ કહે: 'નારે બા, મારા પીયરનું છાંટીયું નથી.'

બધાંને નવાઇ લાગી કે ભૂંગળ વિનાની આ ભવાઇ કોણ કરી ગયું. ઠાકોરે ડોસીમાને પૂછયું: 'બા, છાંટીયાની વાત કોણે કરી ?'

ડોસી કહે: 'પેલા બારોટે.'

વહુ કહે: 'અને એણે જ મને શાક લેવા મોકલેલી.'

ઠાકોર પૂછે: 'તમે શાક લેવા ગયાં હતાં ?'

વહુ કહે: 'હાસ્તોને.'

ઠાકોર કહે: 'અને મ્હને તો કહે કે તમે ખજુર કોપરાં લેવા ગયાં છો !'

બધાં કહે: 'આ તે કેવું ? કયાં ગયો એ બારોટ ?'

'કયાં ગયો એ બારોટ ?' એ સવાલ સૌએ એક બીજાને પૂછયો. ઠાકોર હાથમાં કડીઆળી ડાંગ લઇને ચોરે દોડયા.

ગુસ્સો તો માય નહિ. આંખ તો રાતી ચોળ. ચોરે જઇને પૂછે: 'બારોટ કયાં ?'

પટેલ કહે: 'ઠાકોર ! જરા ધીરા પડો. શું છે ?

ઠાકોર કહે 'અરે કયાં છે એ બારોટ ? પેલો–મારે ત્યાં જમી ગયો તે. જમી ગયોને જોયા જેવું કરી ગયો તે !'

ધીરે રહીને બાજુએથી બારોટ બોલ્યો: 'ખમા ! બાપુને ઘણી ખમા ! બોલો બાપલા ! બારોટનો શો વાંક પડયો !'

ઠાકોર કહે: 'તમે જ એ બારોટ કે ?'

બારોટ કહે: 'ધીરા ! બાપ ! ધીરા પડો. જરા પૂછો તો ખરા કે બાઇએ ચુરમુ જમાડતાં શી સરત કરી હતી ?

અણદીઠી અણવીતી ને અણસાંભળી વાત કહેવાની સરત હતી કે નહિ તે જરા પૂછી આવો. પછી એ બારોટ બતાવું.'

પટેલે પણ ઠાકોરને એ પૂછી આવવા આગ્રહ કર્યો. ઠાકોર પૂછી આવ્યા ને કહે: 'હા એ સરત તો હતી.'

બારોટ કહે: 'ત્યારે બાપા રામ રામ! એ બારોટ તે હું જ. બાર હાથના તુરીયાનું તેર હાથનું બી એ અણદીઠી વાત. ઠકરાણી શાક લેવા ગયાં ને બાપુએ ભર બજારે એમને ડાંગ મારી બરડો છોલી નાખ્યો તે અણવીતી વાત ને સાસુનું કે વહુનું કોઈ મરી ગયા સિવાય છાંટીયું કઢાવ્યું ને બધાયે કાંણ કાઢી એ અણસાંભળી વાત. મારી સરત મુજબ મેં ત્રણેય વાત કરી બતાવી. બાપલા! તમારૂં ચુરમું જમીને મેં મારી સરત પાળી છે!'

ઠાકોર એ સાંભળીને સડક થઇ ગયા.

અને એ વાત જાણીને સમજ્યા પછી ઠકરાણીનો પણ ઓરીયો વીત્યો ને આનંદ થયો.

*

# દિવ્ય કમળ

*

અમૃતપુરના મહારાજા નન્દનપાળને સુધાકુમારી નામે એક લાડકવાયી પુત્રી હતી. તેને ન્હાનપણમાં મૂકીને તેની માતા મરણ પામી હતી અને મહારાજા નન્દનપાળે પત્નીવિરહથી બીજું લગ્ન કર્યું જ ન હતું. સુધાકુમારી તેમને પ્રાણ કરતાં પણ વહાલી હતી એ પણ લગ્ન ન કરવાનું કારણ હતું એમ અમૃતપુરમાં વાત થતી હતી.

સુધા માટે ચાર ખાસ દાસીઓ રાખવામાં આવી હતી. તેમાં એકના ઉપર બધાંની પ્રીતિ હતી. તે ઘણીજ રૂપવતી હતી તેમ જ તેને સુધાના જેવડી જ બે દીકરીઓ હતી. તે બાઇનું નામ નંદા હતું.

નંદા રોજ સુધાને સમજાવે કે, રાજાજી તમારે માટે નવી મા લાવે તો સારૂં. હું જો તમારી નવી મા હોઉં તો તમારા માટે જીવ પટકી નાખું. તમે મોઢું ધોવાની વાત કરો તો મારી એક દીકરી પાણી આપે અને બીજી ટુવાલ લઇને ઉભી રહે. હરેક રીતે તમને અમે રાજી રાખીશું અને પડયો બોલ ઝીલી લઇશું. તમે જરૂર રાજાજીને વાત કરજો.

નાની રાજકુમારી આ બધું સમજતી ન હોવાથી ભોળે ભાવે રાજાજીને જણાવતી અને રાજાજી 'આગળ ઉપર જોઇશું ' એવો જવાબ આપતા.

સખત કાળમીંઢ પથ્થર ઉપર પણ પાતળા અને સુંવાળા દોરડાનો સતત ઉપયોગ થવાથી ઘસારો પડે છે તેમ રાજાજીના સાંભળવામાં આવતી આ નજીવી વાતે ધીરે ધીરે તેમના મનમાં ઘર કર્યું અને તે સહજ સાજ પીગળ્યા. પેલી સુંદર દાસી નંદા સાથે પરણવાનું તેમનું મન થયું.

સુધાકુમારીએ એક દિવસ એની એજ વાત રાજાજીને કરી એટલે તેમણે એક સરતે એ વાત કબુલ કરવાનું વચન આપ્યું. તે સરત એ હતી કે ' નંદા તરફથી કે તેની દીકરી તરફથી તને દુઃખ આપવામાં આવે છે એવી ફરીયાદ કદી પણ લાવવી નહિં. ' સુધાએ તે કબુલ કર્યું એટલે ' દાસી નંદા ' ની સાથે મહારાજાએ લગ્ન કરીને તેને 'નંદારાણી' કરી.

પહેલાં પહેલાં તો નંદા અને તેની દીકરીઓ સુધાને ખુબ રાજી રાખે અને પાણી માગે ત્યાં દૂધ આપે, પણ

દિવસ જતાં તે વખત પલટાયો. નંદાની દીકરી સુધાને ત્રાસ આપવા લાગી. એક બોલ પણ બોલ્યા સિવાય તે સહન કર્યા વગર ચાલે એમ ન હતું તેથી સુધા તે સહન કર્યા કરતી.

સુધાકુમારી ઉમરલાયક થઈ એટલે તેનાં ઘણાં સારા કુળના રાજકુમારો તરફથી માગાં આવવા લાગ્યાં. જયપાળ નામના એક પ્રતાપી રાજકુમાર ઉપર સુધાકુમારી તેમ જ રાજાજીની પસંદગી ઉતરી. નંદા આથી ઘણી જ બળી ઉઠી કારણ કે પોતાની મોટી દીકરીને તેની સાથે પરણાવવાનો એનો વિચાર હતો.

એક વખત સરહદ સંબંધી કાંઇ ખટપટ ઉઠવાથી રાજા નન્દનપાળને બહાર જવાનું થયું. નંદારાણી શોધતી હતી તે તક તેને મળી. જયપાળ પાસેના જંગલમાં શિકાર કરવા ગયો હતો ત્યાં તેની પાછળ છુપાવેશથી જઈ નંદારાણીએ પોતાના જાદુથી તેને વરૂના રૂપમાં ફેરવી દીધો. ભયંકર કું-ફાડા મારતો તે વરૂ આખા જંગલમાં રખડવા લાગ્યો.

જયપાળ સાંજના ન આવ્યો એટલે સુધાને ચિંતા થઇ. આખી રાત તેણે તેની વાટ જોઇને અને રડી રડીને કાઢી. બીજે દિવસે તેણે મહા મહેનતે નંદારાણીની વનમાં જઇને જયપાળની શોધ કરવાની પરવાનગી લીધી. પોતાની એક દીકરીને સાથે લઇને જવાની સરતે નંદારાણીએ તેને રજા આપી.

કોણે સુધાકુમારી સાથે જવું એ બાબત બન્ને બ્હેનોમાં મોટી તકરાર ચાલી. આખરે નંદારાણીની ધાકે નાની બ્હેને જવાનું કબુલ કર્યું.

સુધા અને નંદારાણીની ન્હાની દીકરી, બેઉ જણુ જંગલમાં ખુબ આથડયાં પણુ કોઈ જગ્યાએ જળપાળનો પત્તો મળ્યો નહિ. ફરતાં ફરતાં સુધાને તરસ લાગવાથી તેણે પાણી માગ્યું. તેની સાવકી બ્હેને આ સાંભળી છણકો કર્યો અને પાણી આણી આપવાની ના પાડી.

દૂર એક ઝુપડું દેખાતું હતું. ત્યાં પાણી હશે માટે ચાલો એમ સુધાએ કહ્યું પણ તે ત્યાં આવવાનેય રાજી ન હતી અને પાણી પીવાની ગરજ હોય તો સુધા ભલે જાય એમ રોકડો જવાબ આપ્યો.

સુધા ધીરે ધીરે ઝુંપડામાં ગઈ. એક ડોશી ત્યાં બેઠી હતી. તેને જોઈ સુધાએ કહ્યું: 'માજી મને તરસ લાગી છે. પાણીનું માટલું બતાવશો ?'

ડોશીએ કહ્યું: 'આ જમણી બાજુ રહ્યું બેટા. પાણી પીને અહીં આવ.'

સુધાએ પાણી પીધુ એટલે ડોશીએ માયાથી તેને તેની હકીકત પૂછી જે આંખમાં આંસુ લાવી સુધાએ કહી. ડોશીને દયા આવી એટલે કહ્યું: 'બેટા અહીંથી જતાં ખેતરોમાં એક કમળ તને દેખાશે. એ હજાર પાંખડીવાળું અને ખુલતા ગુલાબી રંગનું વાદળી રંગની છાંટવાળું છે. તેને કોઈપણુ ઉપાયે તું ઝાલી લેજે. પછીથી તને એ ફુલનું શું કરવું તે કહેનાર મળશે.' સુધાએ તેમ કરવા હા પાડી.

જંગલમાં રખડતાં રખડતાં કેટલાંક ખેતરોમાં તે બેઊ જણી આવી પહોંચી. એવામાં થોડે દૂર ડોશીએ કહેલું કમળનું ફુલ દેખાયું. સુધા દોડીને તે ચુંટવા ગઇ અને જેવી નીચી નમે છે તેવું જ તે બેચાર ખેતરવા દૂર દેખાયું.

સુધા ફરી દોડી અને જેવી તેને ચુંટવા જાય છે તેવું જ તે અલોપ થઇને બે ખેતરવા દૂર વધારે પ્રફુલ્લિત થઈને દેખાયું.

ફરીથી ઝડપથી દોડીને સુધાએ કમળ ઝાલવાનું કર્યું એટલે તે તો ઉડીને દૂર જઈને બેસવા લાગ્યું. સુધાને દોડતી જોઇ તેની બ્હેન બડબડાટ અને ફડફડાટ કરવા લાગી પણ તેની રજ પણ દરકાર કર્યા વગર સુધા તો કમળને ચુંટી લેવાની ધુનમાં દોડતી જ હતી.



આખરે બેઉ બ્હેનો છુટી પડી ગઈ. ઉડતું ઉડતું અને વધુ સુંદર થતું થતું દિવ્ય કમળ એક પર્વતની ટોચ ઉપર જઇને સ્થીર થયું અને ઘણી જ ખુશાલી

સુધાએ તેને ચુંટીને પોતાની છાતી સરસું ચાંપ્યું.

વચ્ચે સુધાએ તેને ચુંટીને પોતાની છાતી સરસું ચાંપ્યું.

હવે તે ક્યાં હતી તે જોવા આજુ બાજુ નજર નાખી તો સૂર્યનારાયણ પશ્ચિમ સાગરમાં ન્હાવા વાસ્તે ડુબકી મારતા જણાયા; અને ચારે બાજુ રમણીયતાનાં દર્શન થયાં. તેના પિતાનો મહેલ પણ ત્યાંથી જોઈ શકાતો હતો તેમ જ ત્યાં શું થતું તે પણ જણાતું હતું. તેની સાવકી બ્હેન દરવાજામાં દાખલ થતી હતી અને નંદારાણી તેને હેતથી ભેટતી હતી તે પણ જણાયું.

આવા જંગલમાં અને આવી વખતે શું કરવું એ વિચાર સુધાને આવ્યો, ત્યાં તો 'દીકરી સુધા, બ્હીશ નહિ' એમ પાછળથી કોઇનો સ્વર તેને કાને અથડાયો. પાછું ફરીને જુએ તો એક ઠીંગણો બુઢ્ઢો માણસ તેને વ્હાલથી બોલાવતો હતો.

સુધાને તેણે કહ્યું: 'દીકરી સુધા ! બ્હીશ નહિ, તને ડોશીએ અહીં મોકલી છે તે હું જાણું છું. જયપાળને તું શોધે છે એ પણ મને ખબર છે. મારા કહેવા પ્રમાણે કરીશ તો તને જયપાળ જરૂર મળશે.'

સુધા શું બોલી હશે તે તમે કલ્પી શકશો જ. ડોસાએ તેને થોડે દૂર જઇને રાળ જેવો એક જાતનો પદાર્થ તથા માટીની ઠીબ શોધી લાવવા કહ્યું. સુધા થોડુંક રખડીને બેઉ ચીજો લઇ આવી. ડોસાએ તેને દેવતા સળગાવી પેલો રાળ જેવો પદાર્થ ઠીબમાં નાખી ઉકાળવા કહ્યું.

પેલો પદાર્થ પ્રવાહી થયો એટલે ડોસાએ સુધાને દિવ્ય કમળ તેમાં નાખવા કહ્યું. સુધાને મન થયું કે કમળ આમાં નાખું નહિ તો સારૂ.



થોડા વખત પછી ફરી પૂછ્યું: "પેલું શું દેખાય છે? જો તો."

ડોસો તે જાણી ગયો અને બોલ્યો. 'દીકરી ! જયપાળને મળવું હોય તો કમળ નાખી દે.' દુઃખાતા દિલે સુધાએ તેમ કર્યું.

કમળ નાખતાં જ ભયંકર ફુંફાડા મારતો એક વરૂ જંગલમાંથી દોડતો આવતો જણાયો. ડોસાએ સુધાકુમારીને વરૂથી ન બ્હીતાં પેલી ડીબ પાંદડાંથી ઝાલી તેના ઉપર ઢાલવવાનું કહ્યું. સાવધાન થઇને સુધાએ બરાબર તે ડીબ વરૂ ઉપર ઢાલવી દીધી. જેવો પેલો પ્રવાહી પદાર્થ વરૂને શરીરે અડયો તેવો જ વરૂને સ્થળે જયપાળ ઉભેલો દેખાયો. વરૂનું ચામડું સંકેલાઇને એક બાજુ પડેલું લાગ્યું.

સુધા અને જયપાળ એક બીજાને ખુબ હેતુથી ભેટયાં. તેમની આંખમાં આનંદમાં આંસુ આવ્યાં.

'સવારે મળીશ' એમ કહી સુવાને માટે એક સુંદર વૃક્ષની પોલાણ બતાવી ડોસો ચાલ્યો ગયો.

સૂર્યનું પહેલું કિરણ પૃથ્વી પર પડે તે પહેલાં તો તે વૃદ્ધ વામનજી આવી પહોંચ્યો. સુધાને થોડા વખત પછી કહેવા લાગ્યો! 'દીકરી સુધા ! આ બાજુ જો, કાંઈ જણાય છે ?'

એક ઘોડેસ્વાર મારતે ઘોડે અમૃતપુર તરફ જતો હતો. તે જોઇને સુધા બોલી: 'એ મ્હારા પિતાજી તરફથી સમાચાર લઈને શહેરમાં જતો જણાય છે.'

થોડા વખત પછી ફરી પૂછયું: 'પેલું શું દેખાય છે ? જો તો.'

સુધા બોલી: 'અમારા મહેલમાંથી ઘોડેસ્વારોની ટુકડી

નીકળે છે. અરે! તેના બે વિભાગ થઇ ગયા. એક રાજમાર્ગે જાય છે અને બીજો જંગલ તરફ આવે છે.

વૃદ્ધે કહ્યું: 'એ બધા નંદારાણીના સેવકો છે. એક ટુકડી રાજાને આવકાર આપવા જાય છે અને બીજી ટુકડી, સુધા દીકરી! તારી શોધમાં નીકળી છે.'

આ સાંભળી સુધાને તે ટુકડીને જઇને મળવાનું મન થયું પણ ઘણી સમજાવટ પછી તે નીચે ન ગઇ. થોડી વારે વૃદ્ધે કહ્યું: 'હવે શું દેખાય છે?'

'મહેલની ચારે બાજુ શોકની નિશાનીરૂપ કાળા વાવટા ચઢાવે છે.'

'હા. એ સૌ નંદારાણીનાં માણસો છે. તેઓ તું મરી ગઇ છે એવી વાત રાજાને ઠસાવવા માગે છે.'

આ સાંભળી સુધા બોલી 'મને જવા દો મારા પિતાજી એ વાત સાંભળીને ગાંડા થઇ જશે.' પણ વામનજીએ તેને સમજાવીને રાખી.

થોડો વખત વહી ગયો. ધીરે ધીરે સૂર્ય ઉંચે ચઢવા લાગ્યો. મહેલ તરફ નજર જતાં સુધા બોલી: 'અરેરે! મારી માતા અને બ્હેનો અતિશય રડે છે! તેમને કેવું દુઃખ થતું હશે!'

'એ બધા ઢોંગ તું મરી ગઈ છે એની ખાત્રી કરી આપવાનું કારસ્થાન માત્ર છે!' વામનજીએ કહ્યું.

'અરે! પિતાજી ત્યાં જઈ પહોંચ્યા. એ પણ રોવા લાગ્યા. પણ આ શું? તેઓ કાંઈ કહે છે? શું કહેતા હશે? અરે! નંદારાણી પગે કેમ પડે છે? સમજાતું નથી!'

'તારૂં છેલ્લી વખત મોઢું જોવાની રાજાને ઇચ્છા થવાથી તેમ કરવા રાજા કહે છે અને રાણી ના પાડે છે. જો રાજા ખીજાઈને તરવાર કાઢે છે. રાણી પગે પડીને બધી વાત કબુલ કરે છે.'

'અરે ! મને પિતાજી પાસે જવા દો !' એમ બોલી સુધા નાઠી. પણ જયપાળે અને વામનજીએ છેવટ શું થાય છે તે જોવા વાત કરી સમજાવીને રાખી.

'હવે તેઓ આ તરફ આવતા જણાય છે !' સુધાએ કહ્યું.

વામનજીએ પેલી વરૂની ચામડી લાવવાનું સુધાને કહ્યું. સુધા તરત જ જઇને લઇ આવી, એટલે ત્રણે જણાં એ શિખર ઉપરથી બીજા એક શિખર ઉપર ગયાં. એક ખડક એવો હતો કે બરાબર સીધો ને સીધો બસો ફુટ ઉંચો હતો. બીજે રસ્તે થઇ તેઓ તેની ઉપર ચઢયાં.

રાજા નન્દનપાળ, નન્દારાણી તેની બે દિકરીઓ અને દરબારીઓ ધીમે ધીમે પેલા ખડકની નીચે આવી લાગ્યાં એટલે વામનજીએ સુધાને વરૂનું ચામડું નાખવા કહ્યું. તે આબાદ જઇને નન્દારાણી અને તેની દીકરીઓ ઉપર પડયું અને પડતાંની વાર તે વરૂના રૂપમાં ફેરવાઈ ગયાં અને બધાની નવાઇ વચ્ચે જંગલમાં દોડી ગયાં.

જયપાળ અને સુધા આનંદથી છલકાતાં નીચે ઉતરી આવ્યાં જ્યારે વામનજી આકાશ તરફ ઉડયો.

મહારાજા નન્દનપાળ બેઉને ઘણા જ હર્ષથી ભેટયા અને ભારે ધામધુમથી તેમનાં લગ્ન કર્યાં.

*

# દિલારામ

*

ઘણાં વરસો પહેલાં પાટણમાં એક વિજયપાળ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને ૭ રાણીઓ હતી પણ એક્કેને સંતાન ન હતું.

એક દહાડો રાજા નગરચર્ચા જોવા નીકળ્યો હતો તે વખતે એક ડોસી અને તેની દીકરી ચાંદનીમાં બેઠાં બેઠાં વાત કરતાં હતાં. દીકરી બોલી: 'બા ! મને સ્વપ્નું આવ્યું અને તેમાં એક દેવે મને કહ્યું કે મારી કુંખે બે રત્ન છે. તે કોઇ લેશે તોયે મળશે ને નહિ લે તોયે મળશે.' રાજાએ આ વાત સાંભળી અને ઘરની નિશાની રાખી.

બીજે દિવસે તેણે પોતાના વજીરને ખબર કાઢવા મોકલ્યો. તેણે ખબર કાઢી. વાત કરનાર ડોશીની દીકરી કુંવારી હતી અને રૂપરૂપનો અવતાર હતી. રાજાએ તેને ત્યાં માગું મોકલ્યું. હા ના કરતાં ડોશીએ પોતાની દીકરી સુમનને રાજા સાથે પરણાવી.

થોડા વખતમાં સુમનને દિવસ રહ્યા. સાતમે મહિને તેનું સીમંત ઉજવાયું. એટલામાં રાજાને એક મોટી લડાઈમાં જવાનું થયું. તેણે પોતાની વિશ્વાસુ દાયણને સુમન રાણીની સંભાળ લેવાનું અને તેને જે અવતરે તની ખરદાસ રાખવાનું સોંપ્યું. દાયણનું નામ ચંપા હતું તે જમાનાની ખાધેલી હતી.

રાજાની બીજી છ એ રાણીઓ સુમન ઉપર ખારે બળતી હતી એટલે તેમણે ચંપાને હાથ ઉપર લીધી. તેને દરેક જણીએ હજાર હજાર મહોર આપવાનું કહ્યું અને એક કામ સોંપ્યું. સુમનરાણીને જે અવતરે તે તેણે છએ રાણીઓને સોંપવું અને રાણીઓ જે આપે તે સુમન રાણીને અવતર્યું છે એમ ઠરાવવું. આટલા કામ માટે છ હજાર સોના મહોર મળતી હોવાથી ચંપાએ તે માથે લેવાની હા પાડી.

પૂરે દહાડે સુમનરાણીને બે બાળક અવતર્યાં. એક રાજકુમાર અને બીજી રાજકુમારી. ચંપાએ તે બેઉને છ રાણીઓને સોંપ્યાં અને છ રાણીઓએ તેને બે કુરકુરીઆં આપ્યાં. ચંપાએ સુમન રાણીને કહ્યું કે તમને બે કુરકરીઆં અવતર્યાં છે! આ સાંભળીને તે બિચારી ઝાર ઝાર રડવા લાગી.

થોડે દહાડે મહારાજા વિજયપાળ આવ્યા. તેમને ચંપાએ સુમનરાણીએ બે કુરકરીઆંને જન્મ આપ્યો છે એવી વાત કરી તેથી રાજાજી ઘણા જ ગુસ્સે થયા અને સુમનરાણી તથા તેની મા, બેઉ જણને મહેલમાંથી કાઢી

મુકયાં; તેમની માલ મિલ્કત પણ લુંટી લીધી અને નગરમાંથી ચાલ્યા જવાનો હુકમ આપ્યો.

સુમનરાણી અને તેની મા બેઉ જણાં ભીખ માગીને પોતાનું પૂરૂં કરતાં હતાં. સુમનરાણીને થોડું થોડુ યાદ હતું કે તેણે કુરકરીઆંને નહિ પણ બે રતન જેવાં બાળકોને જન્મ આપ્યો હતો અને આ સૌ ચંપાનો પ્રપંચ હતો. પણ તેની પાસે પુરાવો નહિ તેથી એ વાત તે શી રીતે સાબીત કરે. નસીબને આધારે તેમને જે કાંઈ મળતું તેના ઉપર ગુજારો કરતાં તે બેઉ જણ દહાડા કાઢતાં હતાં.

ચંપાએ પેલાં બે રત્ન જેવાં બાળકો છ રાણીઓને આપેલાં તે બેઉને તેમણે એક પેટીમાં પુરીને સરસ્વતી નદીમાં નાખી દેવા મોકલી આપ્યાં. દાસીએ રાણીઓના કહ્યા મુજબ સરસ્વતીમાં પેટી નાખી અને પાણીના જોસ સાથે તે તણાતી ચાલી.

તે પેટી થોડા વખતમાં સરસ્વતી નદી રણમાં સમાઇ જાય છે ત્યાં જઇને અટકી. ત્યાં એક જોગી તપ કરતા હતા તેમણે તેને જમીન ઉપર પડેલી જોઇ. તે લીધી અને ઉઘાડી તો બાળક જોયાં તે બેઉને પોતાના આશ્રમમાં લઇ ગયો અને ગાયનું દુધ પાઇને ઉછેર્યાં.

છોકરાને જોઇ તેનું હૈયું ઠરવા માંડયું એટલે તેણે તેનું નામ દિલારામ પાડયું. અને તેની બ્હેન ચાંદાના તેજ જેવી હતી તેથી તેનું નામ ચંદ્રિકા પાડયું. દિલારામ અને ચંદ્રિકા મોટાં થયાં. એવામાં જોગીએ પોતાનું મરણ



તમને આ અક્ષયપાત્ર આપું છું.

નજીક જોયું. તેથી તેણે બેઉને બોલાવ્યાં ને દિલારામને કહ્યું: ‘થોડા વખતમાં હું મરણ પામીશ. મારી છેલ્લી ક્રિયા રીતસર કરજે. તું તથા ચંદ્રિકા સુખમાં રહી શકો તેટલા માટે તમને આ અક્ષયપાત્ર આપું છું. તમે જે ખાવાની ઇચ્છા કરશો તે એમાંથી તરત જ મળશે. આ વિમાન આપું છું, તે જ્યાં જવું હોય ત્યાં તમને લઇ જશે અને આ બે મણી આપું છું તે સામસામા ઘસશો એટલે બે રાક્ષસો આવશે, તેમને તમે જે કહેશો તે કામ કરી આપશે.’ આમ કહી જોગીએ ચારે વસ્તુ દિલારામને આપી. થોડા વખતમાં તે મરણ પામ્યા અને તેમન કહેવા મુજબ દિલારામે તેમની પાછળ ક્રિયા કરી.

એક દિવસ બેઉ ભાઇ બ્હેનને પોતાના દેશમાં જવાની ઇચ્છા થઇ. તેથી તેઓ વિમાનમાં બેઠાં અને બોલ્યાં કે અમારા દેશમાં અમને લઇ જા. વિમાન ઉડીને પાટણને પાદરે બેઠું. તરત જ દિલારામે પેલા બે મણી ઘસ્યા, એટલે બે રાક્ષસો ત્યાં આવ્યા. તેમને તેણે એક સુંદર મહેલ તૈયાર કરવાનું કહ્યું અને તે તેમણે તરત જ કરી આપ્યો. તે બેઉ જણ એ મહેલમાં રહેવા લાગ્યાં.

પાટણ શહેરમાં તેમના આવવાની વાત ધીરે ધીરે ફેલાઇ ગઇ. ચંપા દાયણ તે વખતે માલણનું કામ કરતી હતી એટલે ફુલ લઈ ને ચંદ્રિકા પાસે આવી અને ફુલ આપીને ધીરે રહીને પૂછ્યું કે: ‘બાઇ સાહેબ, તમારા ભાઇ પરણ્યા છે કે કુંવારા?’ ચંદ્રિકાએ કહ્યું: ‘હજી

તો કુંવારા જ છે.’ ચંદ્રિકાએ વાત કરવા માંડી એટલામાં જ ચંપાને વહેમ પડયો કે આ સુમનરાણીનાં બાળકો તો ન હોય? એમ હોય તો મારૂં કોઇ દહાડો આવી બન્યું સમજવું. આમ વિચાર થવાથી તેણે ચંદ્રિકાને કહ્યું: ‘ભાઈને માટે એક જોગ છે. જો તેઓ કરેણનું ફુલ લાટ દેશમાંથી લઈ આવે તો તેમને ઉત્તમ કન્યા મળે.’ ચંદ્રિકાએ જવાબ આપ્યો: ‘ હું ભાઈને એ વિષે વાત કરી જોઈશ.’

બીજે દહાડે ચંદ્રિકાએ દિલારામને બધી વાત કહી. દિલારામ કહે: ‘એમાં શું? એ ફુલ તો હું ચાર દહાડામાં લઇ આવું.’ એમ કહીને તે લાટ તરફ ઉપડયો. જતાં જતાં તેને એક અબધુત જોગી મળ્યો. તેણે એને પૂછયું કે: ‘ભાઇ, કયાં જાય છે?’ દિલારામે તેને બધી વાત કરી. તે ઉપરથી એ અબધુતે તેને ખબર આપી કે, કરેણના ઝાડ નજીક જતાં અગ્નિની એક મોટી ખાઇ આવે છે. તેમાં થઈને જનાર બળી જાય છે. માટે એ સાહસ ખેડવા જેવુ નથી. પણ દિલારામ તો મક્કમ જ રહ્યો. એટલે અબધુતે તેને એક બજરબટ્ટુ આપ્યું. તે મોઢામાં રાખીને જવાથી અગ્નિ એકદમ માર્ગ આપશે એમ તેણે કહ્યું.

આગળ જતાં અગ્નિની ખાઈ આવી. દિલારામ અબધુતનું બજરબટ્ટુ મોઢામાં રાખી ચાલ્યો એટલે તેને અગ્નિએ તરત જ માગ આપ્યો. તે ખાઈ ઓળંગી આગળ ચાલ્યો, એટલે એક ભોંયરૂં જોયું.



'ઓહો દિલારામ ! તમે અહીં ક્યાંથી ?'

દિલારામ ભોંયરામાં ઉતર્યો તો એક મોટા કરેણના ઝાડ નીચે બે સ્ત્રીઓને બેઠેલી જોઇ. તેને જોતાં જ તે બેમાંથી જુવાન હતી તે બોલી ઉઠી: 'ઓહો! દિલારામ! તમે અહીં ક્યાંથી?' એ સાંભળી દિલારામને ઘણી જ નવાઇ લાગી. આ સ્ત્રી તેને ક્યાંથી ઓળખે? તેને સ્વપ્નામાં પણ તેણે જોઇ હોય એવું યાદ આવતું ન હતું.

થોડા વખતમાં દિલારામ જાણી શક્યો કે એ બે મા દીકરી હતી અને તેને બોલાવનારનું નામ રશ્મિ હતું. તેને ત્રિકાળનું જ્ઞાન હતું.

દિલારામ અને રશ્મિ બેઉ જણાં એક બીજા સાથે બે દિવસમાં ઘણાં હળી ગયાં અને રશ્મિની માએ એમનાં લગ્ન પણ કરી નાખ્યાં. ત્રીજે દિવસે દિલારામે પોતાને ઘેર જવાની વાત ઉપાડી.

રશ્મિએ પણ પોતાની માને સમજાવી. તેણે હા પાડી. જતી વખતે દિલારામે કરેણનું ઝાડ માગી લીધું. જમાઇને ના ન પડાય તેથી તેની સાસુએ તે કચવાતે દિલે આપ્યું.

દિલારામ કરેણનું ઝાડ અને રશ્મિને લઇને પાટણમાં આવી પહોંચ્યો. ભાભીને જોઈ નણંદ ઘણી જ રાજી થઇ. બીજે દિવસે ચંપા આવી. તે તો આ વાત જાણીને સળગી જ ઉઠી. ચંદ્રિકાને સમજાવી કે જે થયું તે સારૂ થયું. ભાઇને રૂપરૂપના અવતાર જેવી કન્યા મળી છે.

થોડા દહાડા પછી રશ્મિએ દિલારામને મહારાજા વિજયપાળની રાજસભામાં જઇને પાટણ ગામ જમાડવાની માગણી કરવા કહ્યું. દિલારામે રાજસભામાં જઇને રાજા

વિજયપાળને કહ્યું કે, રાજા સાહેબ ! કાં તો પાટણ નગરને આપ જમાડો અથવા મને જમાડવાની રજા આપો. રાજાએ ખુશીથી દિલારામને રજા આપી. આખા શહેરને જમાડવા જેટલી તેની શક્તિ ન હતી.

બીજે દિવસે દસ ઘડી દહાડો ચઢે આખા પાટણ નગરને જમાડવાનું દિલારામે નક્કી કર્યું અને તે મુજબના આખા નગરમાં સાદ પડાવ્યા, દાંડી પીટાવી અને જૂદીજૂદી નાતોના ગોરો મારફત ન્હોતરાં દેવરાવ્યાં.

રશ્મિ અને ચંદ્રિકાએ અક્ષયપાત્રો વડે બત્રીસ ભાતની રસોઇ અને તેત્રીસ જાતનાં પકવાનના ભંડાર ભર્યાં. ભાત અને દાળ કરવા માટે વીસ રસોઈયાને બોલાવ્યા, તેમણે દસ ઘડી દહાડો ચઢતા સુધીમાં તો દાળ ભાત કરી નાખ્યાં. આખું નગર, નાનાં, મોટાં, જુવાન, બાળક અને વૃદ્ધ સૌ જમવા આવ્યાં.

દિલરામે સૌને સારામાં સારી રીતે જમાડયાં.

મહારાજા વિજયપાળને જમવા માટે જૂદી વ્યવસ્થા કરી હતી. દિલારામ અને રાજા બન્ને સાથે જમવા બેઠા અને બીજા ખંડમાં રશ્મિ, ચંદ્રિકા અને બીજાં બે જણુ બેઠાં. બીજાં બે જણુ તે કોણુ તેમની ઓળખાણ અહીં આ-પીએ તો ઠીક. રશ્મિએ સુમનરાણી અને તેની ડોશીને બોલાવી મંગાવ્યાં હતાં. તે જાણુતી હતી કે સુમનરાણી ચંદ્રિકા અને દિલારામની માતા હતી પણુ એ વાત તેણે કોઇને કહી ન હતી.

જમતાં જમતાં રશ્મિએ શીખવ્યા મુજબ દિલારામે વાત કાઢીઃ 'રાજા સાહેબ ! એક રાજાને છ રાણી હતી.

તે નગરચર્ચા કરતાં કાંઇક સાંભળીને એક ડોશીની દીકરીને પરણ્યો, પેલી બાઈને સીમંત આવ્યું એવામાં રાજાને લડાઇમાં જવાનું થયું. દાસીએ કપટ કરી બે બાળકને બદલે બે કુરકરીઆં અવતર્યાં છે એવું રાજાને કહ્યું અને તેના બદલામાં પેલી છ રાણીઓએ તેને છ હજાર સોનામહોર આપી. રાજાએ રાણીને કાઢી મુકી. હવે એ રાજાને કેવો કહેવો જોઇએ ?'

મહારાજા વિજયપાળ સમજ્યા અને કાંઇક પસ્તાયા. આ વાત કોણે કરી એમ દિલારામને પૂછ્યું એટલે તેણે રશ્મિનું નામ દીધું.

જમી રહ્યા પછી રશ્મિએ રાજાજીને પગે પડીને કહ્યું: 'મહારાજ ! દિલારામ અને ચંદ્રિકા એ બેઉ સુમન' રાણીનાં સંતાન છે અને સુમન રાણી તથા તેમનાં માતુશ્રી બન્ને અહીંઆં હાજર છે.'

રાજાએ તેનો ઘણો ઉપકાર માન્યો. અને આ વાત સાંભળીને તે રાજી રાજી થઇ ગયો.

આખા નગરમાં તે દિવસ મોટા ઉત્સવ તરીકે ગણાયો. દિલારામ અને ચંદ્રિકા પોતાની માતાને તેમ જ સુમનરાણી પોતાનાં સંતાનોને જોઈ ઘણાં ખુશી થયાં.

બીજે દિવસે રાજાએ પેલી છએ રાણીઓના ચોટલા કાપીને અવળે ગધેડે બેસાડીને નગરમાં ફેરવી દેશપાર કરી.

ચંપા માલણને બજાર વચ્ચે અડધી ડાટી પંચઇંટાળી કરી.

અને સૌએ ખાધું પીધું ને મોજ કરી.

*

# કોના નસીબનું ?

*

એક હતા શેઠ. મોટા કરોડપતિ. લાખે લેખાં. બજારના રાજા. મહાજનના નગર શેઠ.

શેઠ જમવા બેસે ત્યારે શેઠાણી વીજણા વતી વા ઢોળે ને માખ ઉરાડે. એક દહાડો વા ઢોળતાં શેઠાણી કહે: 'મ્હારાં ચીર ફાટી ગયાં છે.'

'કેવાં ચીર જોઇએ ? કહો તેવાં મોકલું.'

શેઠાણી કહે: મોકલજોને, જોઇને પસંદ કરી લઇશ.'

શેઠ કહે: 'વારૂ.'

શેઠે દુકાને જઇને કાપડિઆને બોલાવ્યો ને કહે: 'તમારે ત્યાં કેવાંક ચીર છે ?'

'શેઠજી, પચીસથી હજાર સુધીનાં, જાત જાતનાં ને ભાત ભાતનાં, કસબીને જરિઆન ચીર છે.'

શેઠ કહે: 'સારામાં સારાં બસેં ત્રણસેં નંગ મારે ઘેર લઈ જાવ અને શેઠાણીને પસંદ પડે તેટલાં આપો. એનું બીલ મને આપજો અને પૈસા લઈ જજો.'

કાપડિઓ ચારસેં ચીર લઇ ગુમાસ્તા ને મજુરને માથે મુકાવી શેઠને ઘેર ગયો. તેને સારો તડાકો પડવાની આશા હતી.

એક પછી એક બધાંયે ચીર શેઠાણીને બતાવ્યાં. પોતમાં હતાં તે રંગમાં નહિ અને રંગમાં હતાં તે પોતમાં નહિ. શેઠાણીએ બધાંય ચીર નાપસંદ કર્યાં.

કાપડિઆની ચાર કલાકની મહેનત ફોકટ ગઈ. એટલો વખત દુકાન પર કાઢયો હોત તો પાંચ પૈસા પેદા કરત પણ ગમે તેમ તોય પણ નગરશેઠ જેવા ઘરાકને શું કહી શકે? વાણોતરને બમણી પીડા થઇ. ગદ્ધાવૈતરૂ કર્યાં છતાંય કાંઈ અર્થ ન સર્યો તેથી એ ચીઢાયો પણ શેઠાણીને શું કહે? બે વેણ શેઠને કહેવાનું તેણે મન સાથે નક્કી કર્યું.

જતાં જતાં શેઠની દુકાને જઇને કાપડિએ કહ્યું: 'શેઠ! બાઇને એકકે ચીર ના ગમ્યું!'

શેઠને નવાઇ લાગી. તે કહે: 'એમ?'

ચીઢવાઈ રહેલો વાણોતર લાગલો બોલી ઉઠયો: 'હા શેઠજી, ચારસેં ચીરમાં બાઇને એકકે ચીર ન ગમ્યુ તે એમને તે કેવાંક ચીર જોઇએ છીએ? નકામી ચાર કલાકની માથા ફોડ કરાવી.'

શેઠ કહે: 'શો વાંધો પડયો તે પૂછી જોઇશું–અને બાકી તમને મહેનત પડી તે તેનો જે કહો તે બદલો આપું–'

કાપડિઓ કહે: 'નારે! શેઠ! એમ તે કાંઈ લેવાય'

શેઠ ઘેર ગયા ને પૂછયું: 'કાં, આટલાં બધાં ચીરમાંથી એકકેય ન ગમ્યું ?'

શેઠાણી કહે: 'શું કરૂં! પોતમાં હતાં તે રંગમાં નહિ, રંગમાં હતાં તે કસબમાં નહિ ને કસબમાં હતાં તે પોતમાં નહિ.'

શેઠ કહે: 'ત્યારે તમને તે કેવાંક ચીર ગમશે?'

'પચીસથી હલકાં નહિ હજારથી ભારે નહિ, પોત રંગ ને કસબ ત્રણેમાં સારાં હોય તે સ્હેજે ગમે.'

શેઠને જરા વિચાર થયો તે ધીમેથી કહે: 'પચીસથી હલકાં તો નજ ચાલે ?'

શેઠાણી કહે: 'ના'

શેઠે ધીરે રહીને પૂછયું: 'તમારાં બ્હેન કેવાંક ચીર પ્હેરે છે ?'

શેઠની સાળી ગરીબ ઘેર દીધી હતી તેને સાદાં ને સસ્તાં કપડાં પહેરવાં પડતાં.

શેઠાણી કહે: 'એ બિચારી ગરીબ ઘેર પડી તે ચાર આનાનું કાપડું ને બે રૂપીઆનું છાયલ પહેરે છે.'

શેઠે ટાણો માર્યો: 'અને તમને પચીસથી હલકુ ચીર ગમતું નથી!'

શેઠાંણી કહે: 'જેવું જેનુ નસીબ!'

શેઠે પૂછયુ: 'ત્યારે આ બધુ તમારા નસીબનું ખાવ છો કેમ ?

શેઠાણી કહે: હાસ્તો નસીબમાં હતુ તો આ ઘેર આવી ને નસીબમાં છે તો આટલું પામીએ છીએ.'

'તમારે નસીબે કેમ?'

'હાસ્તો.'

હાસ્તો સાંભળીને શેઠની આંખ ફાટી. શેઠાણી તે જોઇને પોતાની ભૂલ સમજ્યાં. સમય વિચારી તેમણે હાથ જોડયા ને કહ્યું: 'ના, ના આપના નસીબે. મ્હારી ભૂલ થઇ, આખર કરે ને સ્ત્રીની મત પાનીએ.'

શેઠાણીના આ મીઠા મધ જેવા જવાબથી શેઠ રાજી થયા.

બીજે દહાડે જોઈતાં ચીર શેઠાણીએ જાતે વહોરી લીધાં પણ એટલી મનમાં ખટક રહી ગઈ કે 'હું ખાઉં છું તે મારા નસીબનું કે શેઠના? એ પારખું પણ જોવું જોઈએ.'

જોત જોતામાં પંદરેક દહાડા વહી ગયા. એટલે શેઠાણી કહે: 'આ નાનાને પાંચ વરસ થયાં તોય ધાવણ છોડતો નથી અને મને પીયર ગયાને ઘણા દહાડા થયા માટે હું પીયર જઈ આવું. આઠેક દહાડા રહીશ. તમે બેઉ છોકરાને સંભાળજો. હું જઇ આવીશ ત્યાં સુધીમાં ધાવણેય છૂટશે.

શેઠ કહે: 'ભલે ત્યારે જઈ આવો.'

શેઠાણીએ તૈયારી કરી અને જતાં જતાં બધાયે

અલંકાર ઉતારી નાંખ્યા. સાદાં લુગડાં પહેરી તે જવા નીકળ્યાં.

શેઠે પૂછ્યું : 'આમ કેમ ? અલંકારને ચીર વિના અડવાં થઈને શે જાવ છો ?'

શેઠાણી કહે : 'પીયર જવું છે ત્યાં એ બધુ ક્યાં લઇ જઉં ? ત્યાં તો આમજ ઠીક છે.'

શેઠે ઝાઝો આગ્રહ ન કર્યો ને કહ્યું: 'જેવી તમારી મરજી, પણ આ ઠીક નથી કરતાં.'

'ના, પણ મારો લઈ જવાનો વિચારજ નથી એટલે શું કરૂં !'

શેઠ બોલ્યા: 'ઠીક'

શેઠાણી પીયર ગયાં ને બાપ પાસે પચાસ હજાર રૂપિઆ છ ટકાને વ્યાજે માગ્યા. બાપ કહેઃ 'દીકરા તારે ઘેર શી ખોટ છે કે વ્યાજે લેવા વેળા આવી ?'

શેઠાણીએ માંડીને વાત કહી ને ઉમેર્યું કે: 'મારે હવે ત્યાં જવું નથી. મારા નસીબમાં શું છે તે મારે જોવું છે.'

બાપે કહ્યું: 'ભલે'

એમ કહીને રૂપિઆ દીધા. શેઠાણીએ પોતાનો વેપાર શરૂ કર્યો. ગુમાસ્તાઓ રાખ્યા અને જેમ બને તેમ અક્કલનો ઉપયોગ કરી ધંધો વધાર્યો. પાંચ મહિનામાં પચીસ હજારનો નફો થયો. એટલે તો પછી પાંત્રીસથી ઓછી કિંમતનું ચીર ન પહેરવાનો શેઠાણીએ નિશ્ચય કર્યો. સારે

દહાડે બારસેંનાં ચીર પહેરવા માંડયાં બે ઘોડાની ગાડી રાખી અને ઘણુાજ ઠાઠમાઠ ને વૈભવથી તે રહેવા લાગી. જોત જોતામાં વરસ વહી ગયું, સરવાર્યુ કાઢયું તો સાઠ હજારનો ચોખ્ખો નફો.

શેઠાણીએ વૈભવ વધાર્યો. દાસ દાસી ને નોકર નફર પણ વધાર્યા અને સાથે સાથે વેપારેય વધાર્યો. બીજુ વર્ષ પુરૂ થયુ ત્યાં તો વ્યાજે લીધેલી રકમ વળી રહેતાં એક લાખ રૂપીઆ શીલકે રહ્યા.

શેઠને કાને પણ આ વાત આવી. શેઠને ત્યારેજ ખબર પડી કે શેઠાણીના જવાબમાં આ વાતનો ભેદ હતો.

દહાડાને જતાં વાર લાગતી નથી. ચાર વરસ જોત જોતામાં જતાં રહ્યાં. શેઠ ને શેઠાણી બેઉ એક બીજાના ટેકમાં રહ્યાં. કોણુ કોને નમતું આપે ?

એક દહાડો મહાજન એકઠું થયું. નાત જાત કે ધરમનું કાંઇ કામ હશે તે થઇ રહ્યા પછી મહાજને નગર શેઠને હાથ જોડીને કહ્યુંઃ ‘ શેઠજી ! અમારી એક વિનંતી છે. ’

શેઠ કહેઃ ‘ શી ? તમારી વિનંતી નહિ પણ આજ્ઞા માથે ચઢાવવી જોઈએ.’

મહાજન તરફથી એક મોટેરાએ કહ્યું: ‘ શેઠજી, મોર પીછાંથી રળીઆમણો ને પીછાં મોરથી રળીઆમણાં ! ધણી ધણીઆણીમાં આવો ખટરાગ શોભે ? જરા જેટલી વાતમાં આવુ કરો તે ઠીક નહિ. ’

શેઠ કહે: ‘ એ વાત ખરી પણ પ્રભુ એ બે દીકરા દીધા છે તેથી મેં નાતનાં નવ માગાં તો પાછાં ઠેલ્યાં–’

પેલા કહે: ‘ એ તો સારૂં કર્યું. શેઠાણી પર તમારો કાંઇ ઓછો ભાવ નથી માટે મહાજનની વિનંતી છે કે ગઈ ગુજરી ભૂલી જાવ ને તેમને તેડી લાવો. એકંદર તમને કાંઈ ગેરલાભ નથી. ખોટું ન લાગે તો પૂછીયે કે ચાર વરસમાં તમે લાભ કર્યો કે ખોટ ’

શેઠ કહે: ‘ ત્રણ ચાર લાખ ગયા હશે. શું કરીએ? વેપારમાં મંદી છે. ’

પેલા કહે: ‘ ત્યારે શેઠાણીએ કાંઇ ગુમાવ્યા નથી. બાઈનાં પગલાં સોનાનાં છે માટે શેઠજી! જક કરવામાં માલ નથી. અમારૂં માનો તો તેડી લાવો. ’

‘ જેવી મહાજનની આજ્ઞા. ’ કહીને શેઠજીએ રજા લીધી.

શેઠ તરત વેલ જોડાવીને સાસરે જવા નીકળ્યા. એક મોટી પીત્તળની પવાલીમાં પકવાન ભરી લીધું.

ઘુઘરીયાળી વેલ ઘમઘમ કરતી ચાલી જતી હતી. વેલમાં શેઠ એકલા હતા. કોઈને જોડે લીધું ન હતું. થોડો ભાર હતો એટલે બળદ પણ પૂરપાટ જતા હતા.

રસ્તામાં એક એવી જગ્યા આવી કે આઠ આઠ ગાઉ સુધી રેતીનું રણ. વચ્ચે ચાર ચાર ગાઉને છેટે અકકેકુ નાનું તળાવ ને અકકેકો જંગી વડ.

બપોરના વખતે વેલ પેલા બેમાંના એક તળાવ પાસે આવી ત્યાં તો શેઠે દૂરથી ધુમાડો નીકળતો જોયો.

પાનખર ૠતુ તે વડની નીચે ચોગરદમ ખુબ પાન પડયાં હતાં. તેમાં કોઈએ ગફલતથી કે જાણી જોઇને દેવતા નાખેલો તે પાંદડાં સળગી ઉઠેલાં અને તેની ઝાળ વડની ડાળીએ પહોંચેલી. વડ ઉપરથી પણ પાંદડાં પડતાં અને આગ ને ધુમાડાથી બધુ ગોટરાણુ થઇ રહેલું.

શેઠની ઘુઘરીયાળી વેલ ધમધમતી વડ પાસે આવી. શેઠે બહાર નજર કરી તો વડ ચોગરદમ લાગેલો અને વચ્ચે એક જંગી નાગ. બહાર આવવાનો રસ્તો ન મળે તે ફેણુ પછાડે, દરમાં જાય, બહાર નીકળે ને કૂદે તથા બરાડે. તે શેઠની નજરે પડયો.

શેઠ—નગર શેઠ—મહાજન જીવદયાના ધર્મવાળા તે નાગને મરતો જોઇ તેમનું દીલ દાઝયું તેથી હાકેડુને કહે: ‘ભાઈ, ગમે તેમ કર પણ પેલા નાગને બચાવ.’

હાકેડુ કહે: ‘શેઠજી, એને બચાવતાં હું કાંઇક મરૂં તો મારાં છોકરાંના બાર વાગી જાય. મારાથી એ નહિં થાય.’

શેઠ કહેઃ ‘તારાથી નહિ થાય તો મારે કાંઈ કર્યા વિના છુટકો છે!’ એમ કહી શેઠે પકવાનની પવાલી ખાલી કરી તળાવમાંથી પાણી ભર્યું અને થોડી જગ્યામાં છાંટયું એમ છાંટતાં છાંટતાં છેક નાગની નજીક એ ગયા અને હાથ જોડીને બોલ્યા: ‘હે નાગદેવતા, જો બચવું હોય તો આ પવાલીમાં પેસી જાવ.’

સમજતો હોય તેમ નાગ તરત જ ઉંચો થઇને

પવાલીમાં પેઠો. શેઠે ઢાંકણું વાસી દીધુંને પવાલી ઉપાડી. પણ શેઠથી કાંઈ પવાલી ઉપડે! ખાસ્સો બે મણ ભાર. નાગ તે કાંઈક નાનો સુનો ન હતો!

બળે બળે ઢીચણીયે પડીને શેઠે પવાલી વાળી લીધી. ને દાઝતા દાઝતા બહાર નીકળ્યા. જતી વખતે પાણી તરતનું છાંટેલું હતું પણ નીકળતી વખતે તો બળતામાં થઇને નીકળવાનું હતું એટલે શેઠને ચાર પાંચ ફોલ્લાયે પડયા.

પવાલી વેલમાં મુકીને તેને મારી મુકી. ચાર ગાઉ ગયા ત્યાં બીજો વડ આવ્યો ને તળાવેય આવ્યું. શેઠે વેલ ઉભી રખાવીને પવાલી ઉતારી, ધીરે રહીને ઢાંકણું ખોલ્યું અને કહ્યું: 'હે નાગ દેવતા, મેં તમારો જીવ ઉગાર્યો ને મારાથી બનતું કર્યું. હવે અહીંયાં પાણી છે ને રહેવા લાયક સ્થળે છે માટે તમે તમારે માર્ગે પડો.'

નાગે ફુટ લઇને ફેણ ઉંચી કરીને ને પવાલીમાંથી બહાર નીકળ્યો. શેઠ પવાલી ઉપાડવા ગયા ત્યાં નાગ સામો આવ્યો. શેઠ બીધા તે જાય નાઠા. નાગ પણ પાછળ પડયો. આગળ શેઠને પાછળ નાગ, જાય દોડયા.

ત્યાં એક કૌતક થયુ. નાગને વાચા થઇ તે કહે: 'રાખ, ભાઈ, ઉભો રહે. નાસે છે કમ ?'

નવાઇ પામતા શેઠ કહે: 'શું કરૂં બાપજી, નાસુ નહિ તો મરી ન જાઉં? તમારી ફુંકે તો ડુંગર ડોલે તો હું કોણ ?'

નાગ કહે: 'એ તો બધું ઠીક પણ તું મ્હને અહીં કેમ લાવ્યો ?'

શેઠ કહે: 'તમે બળી જતા હતા તેથી બચાવીને અહીં લાવ્યો.'

'પણ ભલા માણસ, મારૂં નામ તું નથી જાણતો ?'

'નાસ્તોને. તમે કહો તો જાણીએ. અમને નાગ લોકનાં નામની શી ખબર પડે ?'

'ત્યારે મારૂ નામ 'ગુણદ્રોહી.' તેં મારો ગુણ કર્યો. એટલે મ્હારે ત્હારો દ્રોહ કરવો જ જોઇએ. હું તને ડસીશ.'

'પણ બાપજી, મેં તમને ઉગાર્યા તે !'

'હુ ત્યાં બળી જાત તેમાં તારા દાદાનું શું જતું હતું ? તેં મને ઉગાર્યો એ ગુણ કર્યો તેના બદલામાં તારો દ્રોહ કરી હું ના ડસું તો મારૂં નામ ગુણદ્રોહી કેમ કહેવાય ? માટે કોટિ ઉપાયે પણ હું તને ડસ્યા સિવાય નહિ રહું.'

શેઠનુ મોઢું ઢીલું થઇ ગયું. મરવાનું કોને વ્હાલું લાગે ? એક દહાડો જમના દુત એક ડોસીને લેવા ગયા ત્યારે ડોસી કહે: 'કોણ એ ?' જમના દૂત કહે: 'એ તો અમે જમદુત, તમને લેવા આવ્યા છીએ.' ત્યારે ડોસી કહે: 'બા, તમે આટલો ભૂલ્યા હશો કે ઘર ભૂલ્યા હશો !' ઘરડી ડોસી-નેય મરવાનું ન્હોતું ગમતું !

નાગ કહે: 'કેમ મરવાનું નથી ગમતું ?'

શેઠ કહે: 'નારે ! મરવાનો હરખ શોક નથી પણ મેં વચન આપેલું તે મિથ્યા થાય છે એટલે દિલ દુભાય છે.'

'શાનું વચન ?'

‘ શેઠાણીને તેડીને લેઇ જવાનું વચન મેં મહાજનને આપ્યું છે. મરતાં પહેલાં મારીયે એટલી અભિલાષા તો ખરીસ્તોને.’

નાગ કહે: ‘એમ હોય તો જોઈએ તેટલી મહેતલ દઉં. ચાર દિવસ, આઠ દિવસ, કે એક મહિનો. પછી શું ?’

શેઠ કહે: નારે ! એટલી બધી વાર જીવવું કોને વ્હાલું લાગે ? કાચે તાંતણે માથાપર તરવાર લટકે ને જીવવાનું કે જમવાનું શે ભાવે ? મને તો ચાર દહાડા જોઇએ.’

નાગ કહે: ’ભલે ! પણ ચાર દિવસે નહિ આવે તો તને ને તારા પરિવારને ડસીશ. માટે વખતસર આવજે.’

શેઠ કહે: ‘ એમાં જરાયે ચૂક નહિ થાય. ’ એમ કહીને રજા લીધી. નાગ નાગને રસ્તે પડયો ને શેઠ સાસરે ગયા.

શેઠનું નૂરને પુર ઉડી ગયું. તેમના હોસ કોસનાં ઠેકાણાંયે ન રહ્યાં. એમ તે શે જીવાય ?

શેઠના સાસરામાં એમને બધા પૂછે, પણ બધા પૂછે કૈં ને શેઠ જવાબ દે કૈં. શેઠાણી પાસે વાત ગઈ એટલે તે પણ આવ્યાં. ગમે તોયે સ્ત્રીને મન પતિ તે તો પ્રભુ.

વરસ વીત્યાં પણ આંટી ન્હોતી પ્રીટી. શેઠાણી કહે: ‘ આખર આવ્યા ને ? ’

શેઠ કહે ‘મહાજનના કહેવાથી, આવ્યો તો ખરો’ પણ રસ્તામાં તેત્રીસમું થયું તેનો શોક છે.’

શેઠે બધી વિતક વાત શેઠાણીને માંડીને કહી. શેઠાણી કહે: ‘એમ ? એટલું જ ને ? ’

'એમાં એટલા બ્હી શું ગયા? ચોરી એવી ન્હે, એમાં શાનો ભે (ભય) ?'

શેઠ સાથે શેઠાણી પણ ઘણી આનાકાની કરાવી જવા તૈયાર થયાં. વ્હેલ જોડાવીને ધીમે ધીમે તેઓ પેલા વડલા આગળ આવી પહોંચ્યાં શેઠે હાથ જોડીને કહ્યું:

'હે નાગદેવતા! મારા વાયદા પ્રમાણે હું આવ્યો છું. તારે હવે ડસવું હોય તો નીકળ.'

તરત જ નાગ નીકળ્યો અને ફણા પસારી ફુંફાડો માર્યો.

સ્રીના જેવું બીકણ ને સ્રીના જેવું હિમ્મતવાન બીજુ કોઈ નહિ. શેઠાણી ભારે હિમ્મતવાન. તેણે વિચાર્યું કે શેઠ છે તો બધું છે. મ્હારૂં સૌભાગ્ય પણ એમના આધારે છે. તો પછી મારાથી બનતું હું કાં ન કરૂં ? આમ વિચારી બાઈ તરત જ દોડી ને નાગ પાસે જઈ નમીને ખોળો ધર્યો.

નાગ કહે: 'ખસ બાઈ, તુ કાં મારા રસ્તામાં આડી આવે છે ?'

શેઠાણી કહે: 'એમને ડસતા પહેલાં મને ડસ. એ છે તો સૌ છે.'

નાગ કહે: 'નારે બાઈ, તેં મને શો ગુણ કર્યો છે કે હું તને ડસું ? હું તો ગુણદ્રોહી છું. પેલા વડ નીચે હુ બળી જતો હતો તેમાં શેઠના દાદાનું શું જતું હતું કે એણે મને બચાવ્યો ? જા બાઈ! દૂર જા. હું એને ડસ્યા વિના નહિ રહું.'

શેઠાણી કહે : 'એમને બદલે મને ડસો.'

નાગ કહે: 'નારે! એવું શું કામ? તારી ખાત્રિ ન થતી હોય તો પૂછ પેલા તળાવને. એ ના કહે તો હું એને નહિ ડસું. દુનિયામાં માણસ ઘણું ગુણદ્રોહી છે. માટે માણસજાત પ્રત્યે મારૂં કૂળ ગુણદ્રોહી છે.'

શેઠાણી તળાવ પાસે જઇને નાગે કહ્યું તેમ પૂછ્યું. તળાવ કહે: 'બાઈ, માણસ જેવું ગુણદ્રોહી કોઈ નહિ! મારા જળમાં તે ન્હાય, મેલ કાઢે, કપડા ધુવેને મારા નિર્મળ જળમાં તે મેલ ને વિષ્ટા બેઉ નાખે ને ડહોળી નાખે. બોલ બાઇ, એ ગુણદ્રોહ ઓછો છે? હું તો કહું છું કે નાગ ભલે એ શેઠને કરડે.'

શેઠાણી કહે: 'પણ એમણે તમારૂં શું બગાડયું?'

'ગમે તેમ તોયે માણસજાત. એટલે પછી એ હોય કે ગમે તે. જે ઓછું થાય તે ભલાને માટે. નાગ એને ભલે કરડે.'

વીલે મોઢે શેઠાણી પાછી ફરી. નાગ કહે: 'બાઇ, હજીયે શંકા રહેતી હોય તો પૂછ પેલા ચાર ગાઉ દૂર આવેલા તળાવના ગારામાં ગરકી ગયેલી ઘરડી ગાયને. એ ના કહેશે તો હું નહિ કરડું.'

બળતા તાપમાં શેઠાણી એ તળાવે ગઇ, અને ગારામાં ગરકેલી ઘરડી ગાયને પૂછ્યું. એટલે ગાય કહે: 'બાઇ, માણસ જેવું ગુણદ્રોહી કોઈ નહિ. મેં મારા ધણીનું ઘર ભરી દીધું. મારો પરિવાર પણ પાર વગરનો છે. અને મેં મારા ધણીને દુધ દહીં અને ઘીથી ઘણું કમાવડાવ્યો છે

પણ મારી ઘરડેઘડપણ આ વલે કરી. ઘેર જાઉં છું તો મારી મારીને અહીં કાઢી મૂકે છે, અને બે દહાડાથી ગારામાં ગરકી ગઇ છું તોય મારી દરકારે નથી કરતો ! મારાં છોકરાંને સામી બાજુ આવીને રોજ પાણી પાઇ જાય છે, પણ મારી તો એને રજેય દરકાર નથી. બોલ બાઇ, પછી એ નાગ તારા વરને કરડે તેમાં નવાઇ શું ? માણુસજાત જ્યારે ગુણદ્રોહી છે ત્યારે તેની સામે બીજાં ગુણદ્રોહી થાય તેમાં તેમનો શો વાંક ? '

શેઠાણી કહે: ' પણ એમણે તારૂં શું બગાડયું કે એમની અવદશામાં તું રાજી થાય છે ? '

ગાય કહે: ' ગમેતેમ તોય એ તો માણુસજાતને ? એ જાતમાંથી જેટલા ઓછા થાય તેટલો ઓછો ત્રાસ. જા બાઇ, પાછી ફર. એ નાગ ભલે તારા ધણીને કરડે. '

નીસાસા નાખતી શેઠાણી પાછી ફરી.

રસ્તામાં એક ડોસી સામી મળી. ધીંગી દેહ અને કદાવર શરીર, ઘડપણ તો એને જોઇને નાઠું હશે, નહિતર આટલી તાકાત શરીરમાં ન રહે! શેઠાણીને નિસાસા નાખતી જોઇ તેણે પૂછયું: ' કાં બાઇ, કાં રડો છો ? છાનાં રહો. ' પછી પોતાની જાતના ગુણમુજબ ડોસી બોલી કે ' ધનધાન્ય વધો, પુત્ર પરિવાર અને હેવાતણ અખંડ રહો, મારી બ્હેન. '

શેઠાણી સમજી કે આવનાર ડોસી ચારણીઆણી કે બારોટણ હશે. ધીરે રહીને તે બોલી: ' બા ! તમારો આશિ-ર્વાદ માથાભેર ! પણ પણે પેલો નાગ મારા ધણીને ડસવા

તૈયાર થયો છે ને તમારો આશિર્વાદ શે લેખે લાગશે ?' એમ કહીને શેઠાણીએ બધી વાત માંડીને કહી.

ડોસી કહે: 'ચાલ બેટા, મારે ઘેર. એનોયે કાંઇ ઉપાય કરીશું. અમે નાગના વહીવંચા છીએ. મારો દીકરો એને પહોંચી વળશે.'

બેઉ આવ્યાં ડોસીને ઘેર. ડોસીએ દીકરાને બધી વાત માંડીને કહી.

વહીવંચો કહે: 'બાપ! એનું તો કુળ જ એવું છે! એ તો ગુણદ્રોહી છે, ચાલો તોય એનો ઉપાય કરીશું.'

સાત કાચા ઘડા, ધુપ, દીપ, કુળના ચોપડા વગેરે લીધું, ને ત્રણે જણ વડ તરફ ચાલ્યાં.

નાગે એમને દૂરથી આવતાં જોયાં. વહીવંચાને જોઇ તે તરત જ દરમાં પેસી ગયો. વહીવંચાએ શેઠને પૂછ્યું: 'નાગ ક્યાં ?'

શેઠ કહે: 'તમને આવતા જોઇને હમણાં દરમાં પેસી ગયો'

વહીવંચો કહે: 'ઠીક.'

પછી ધુપ સળગાવ્યો અને વહીવંચો નાગના બાપ દાદાનાં નામ ને કામ વખાણવા લાગ્યો.

પણ કેમે કર્યો નાગ દરમાંથી બહાર નીકળે નહિ. વહીવંચો કહે: 'બાપ! આટ આટલું કર્યું તોયે તું બહાર નીકળતો નથી તે શું કહેવાય?' એમ કહી નાગના દર પાસે કાચો ઘડો મૂકયો. નાગે ફુંક મારી, ને ઘડો લાલ-ચોળ થઇ ગયો.

એક પછી એક, એમ સાત ઘડા નાગે ઝેરી ફુંકે પકડ્યા. વહીવંચે પછી તો ખુબ ટાણુા માર્યા એટલે નાગ બહાર નીકળ્યો ને બોલ્યોઃ 'પેલા શેઠ સિવાય તારે જે માંગવું હોય તે માગ, જોઇએ તો ધનના ઢગલા માગ, રતનના રોળ, માગ, પરવાળાના પર્વત માંગ. જે જોઇએ તે માગ, પણુ પેલો શેઠ નહિ. એને તો હું ડસવાનો.'

વહીવંચો કહેઃ 'એને તું ડસે ને હું જોઉં તો મારી ઇકોતેર પેઢી લાજે. મારે તો એને ઉગારવો છે.'

'તે નહિ બને. એના સિવાય ગમે તે માગ. એને છોડું તો મારી ઇકોતેર પેઢીની ટેક જાય.'

'ત્યારે બાપ ! તારે ને મારે રામરામ.' એમ કહીને શેઠાણીને કહેઃ 'બેન, તળાવમાંથી તાંબાકુંડી ભરીને પાણી લાવો તો.'

શેઠાણીએ તરત જ પાણી આણ્યું, ને તાંબાકુંડી વહીવંચાના પગ આગળ મૂકી. વહીવંચે પોતાનો ચોપડો ઉંચો કર્યો ને બોલ્યો: 'હવે આપણો સંબંધ તૂટ્યો, મારા જજમાન. હવે હું તારો વહીવંચો નહિ ને તું મારો જજમાન નહિ. અને હવે આ તારા પરિયાની પોથીનું મારે કામ નહિ,' એમ કહીને પોથી પાણીમાં બોળવા માંડી. ત્યાં તો નાગ કહેઃ 'રાખ, ભાઈ, પોથી પાણીમાં ન બોળ.'

વહીવંચો કહેઃ 'ન બોળે તો શું કરે? તને અમારો ખપ નહિ તો અમારે તારો ને તારા પરિયાંની પોથીનો શો ખપ? જોઇએ તો કોઈ પણુ ધંધો કરશુ. ને કાંઈ નહિ તો ભીખ માગીશું પણુ આવું વહી વાંચવાનુ તો નહિ જ કરીએ.'

નાગ કહે: 'ના બાપ! ના. એ કેમ કરવા દેવાય? મારૂં કૂળ લાજે. હું એ તો નહિ કરવા દઉં.'

'ત્યારે બાપ ! મારૂં યે કુળ લાજે. હુંયે શેઠને નહિ મરવા દઉં.'

'તો તું તારૂં જવા દે હું મારૂં જવા દઉં. તું શેઠને છોડ ને આપણો સંબંધ હતો એવો ને એવોજ રહેશે!'

નાગ કહે: 'તેં તો જબરી આંટીમાં મને નાખ્યો. શેઠને છોડયા સિવાય મારો છૂટકો છે! વાર્યા ન કર્યું તે હારીને કરવા વખત આવ્યો.'

અને શેઠાણીનો તો આ સાંભળીને હરખ ન માયો. તેણે વહીવંચાનાં ઓવારણાં લીધાં: 'તમે અમને જીવત દાન દીધું ભાઈ!'

વહીવંચો કહે: 'માણસ શું કરી શકે છે બ્હેન! ઉપકાર તો પરમેશ્વરનો માનો કે તેણે મને તમારા જેવી બ્હેન દીધી.'

શેઠાણીના નસીબે અને પ્રયત્ને શેઠ ઉગર્યા અને સુખી થયા, એ કાંઇ કહેવાની જરૂર છે?

*